॥ श्रीकृष्णाय नमः ॥

# स्वधर्मवर्धक अने संशयछेदक.

 પુસ્તક ૧૧ મું.

## पुष्टिप्रवाहमर्यादा ग्रंथ.

રચનાર,

ગોસ્વામિ શ્રીયદુનાથજી મહારાજ,

સુરતવાળા.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦.

છપાવી પ્રકટ કરનાર,

વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.

ખાડીયા, જેઠાભાઈની પોળમાં—અમદાવાદ.

શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, શ્રીવલ્લભાબ્દ ૪૩૫, સંવત્ ૧૯૭૦, સન ૧૯૧૩.

અમદાવાદ—ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

મૂલ્ય રૂ. ૦-૪-૦. ટપાલ ખર્ચ ૦-૦-૬.

## સ્વધર્મના મુખ્ય સિદ્ધાંતો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઈત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન-કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.

૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણજ છે.

૭. કૃષ્ણની સેવા એજ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવાજ છે.

૮. સાક્ષાત્ શ્રીકૃષ્ણોપદિષ્ટ આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ સિવાય અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ.

---

## અખંડ ભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાચાર્ય પ્રતિપાદિત સનાતન શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયના પ્રમાણ અને સિદ્ધાન્તો.

वेदाःश्रीकृष्णवाक्यानि व्यासमूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ १ ॥

વેદ વાકય શ્રીકૃષ્ણના, વ્યાસ સૂત્ર કહેવાય;
સમાધિ ભાષા વ્યાસની, ચાર પ્રમાણ ગણાય

एकं शास्त्रं देवकीपुत्रगीतम् । एको देवो देवकीपुत्र एव ।
मंत्रोप्येक स्तस्य नामानि यानि । कर्माप्येकं तस्य देवस्य सेवा ॥ २ ॥

ગીતા આગમ એક, એક દેવ દેવકિતનય;
નામો મંત્ર વિવેક, કર્મ એક તે પ્રભુભજન.

# श्रीमद्वल्लभाचार्यजी.

निगमकल्पतरोर्गलितं फलं (श्रीकृष्णाब्द ५१३९.) शुकमुखादमृतद्रवसंयुतम् ।



श्रीमहाप्रभुजी माधवभट्टने श्रीसुबोधिनीजी लखावे छे.

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥

जन्म संवत् १५३५ व्रज वैशाख कृष्णपक्ष ११.

पिबत भागवतं रसमालयं (श्रीवल्लभाब्द ४३५.) मुहुरहो रसिका भुवि भावुकाः ॥

वैष्णव हरिदास झवेरदास "श्रीमत्पुरुषोत्तमस्तोत्र प्रकाशक" अमदावाद.

# *अथ पुष्टिप्रवाहमर्यादाभेदः ग्रंथः ॥

श्रीकृष्णाय नमः ॥   श्रीगोपीजनवल्लभाय नमः ॥

श्लोकः—पुष्टिप्रवाहमर्यादा विशेषेण पृथक् पृथक् ।
जीवदेहक्रियाभेदैः प्रवाहेण फलेन च ॥१॥
वक्ष्यामि सर्वसंदेहा न भविष्यंति यच्छ्रुतेः ।

पदानि—पुष्टिप्रवाहमर्यादाः विशेषेण पृथक्—पृथक् जीवदेहक्रियाभेदैः प्रवाहेण फलेन च वक्ष्यामि सर्वसंदेहाः न भविष्यंति यच्छ्रुतेः

સાન્વયપદાર્થ—पुष्टिप्रवाहमर्यादाः પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા ( માર્ગો ) ને विशेषेण વિશેષે કરીને, जीवदेहक्रियाभेदैः જીવ, દેહ અને ક્રિયા (કૃતિ)ના ભેદોએ કરીને, प्रवाहेण પ્રવાહે કરીને, च અને फलेन ફલે કરીને, पृथक् पृथक् જુદા જુદા જેમ હોય તેમ, वक्ष्यामि કહું છું ( કારણ કે ) यच्छ्रुतेः જે સાંભળવાથી सर्वसंदेहाः બધા સંદેહો ( સંશયો ) न નહિ भविष्यंति થાશે ( થશે નહીં. )

ટીકા—પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા એ ત્રણેમાર્ગોને, વિશેષે કરીને જીવ, દેહ, અને તેમની કૃતિના ભેદોએ કરીને, તેમજ પ્રવાહ એટલે, સૃષ્ટિના ચાલતી પરંપરાનો અવિચ્છેદ ( બંધ નહિ પડી જવું ) તેણે કરીને, અને ફલે કરીનેં જુદા જુદા જેમ હોય તેમ કહું છું. કારણ કે જે ભેદો સાંભળવાથી, બધા સંશયો થશે નહીં, અર્થાત્ કોઈપણ સંશય થશે નહીં.

---

*[ આ ગ્રન્થની વિસ્તૃત ટીકા શ્રીગુસાંઈજી અને લાલુભટ્ટજી રચિત યોજનાને આધારે સુરતવાળા ગોસ્વામી શ્રીયદુનાથજી મહારાજે રચેલી છે ને આપવામાં આવે છે. ]

શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથ એ ગ્રંથની ટીકા શ્રીમદ્‌ગોસ્વામી શ્રીકલ્યાણરાયજી, શ્રીહરિરાયજીના પિતા તેમણે સંસ્કૃત ભાષામાં કરી છે તે ટીકાનું ભાષાંતર ગુજરાતી ભાષામાં કરીને આ પુસ્તકમાં લખ્યું છે પણ એ ટીકા ઘણી સંક્ષેપથી કરી છે તેથી એ ટીકામાં અન્ય માર્ગી લોકોની આશંકાઓ છે તે એ ટીકામાં બતાવી નથી પણ તે આશંકાઓના ઉત્તર નિબંધ તથા ભાષ્યાદિક ગ્રંથોમાં લખેલા છે તેમાંથી લઇને તે આશંકાઓના ઉત્તર આ ગ્રંથમાં ટીકાની નીચે ભાવાર્થમાં બતાવેલા છે તેથી સમજી લેવા.

હવે શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથ કર્યો તેનું કારણ એ છે કે વેદપુરાણોને વિષે જીવોની ઉત્પત્તિના ભેદ ત્રણ પ્રકારના કહેલા છે તે પ્રમાણે તેઓની ક્રિયા હાલમાં પણ જુદી જુદી જોવામાં આવે છે તથાપિ શાસ્ત્રથી સૃષ્ટિના ભેદ જાણ્યા વગર તે જીવ જુદા જુદા છે અને તેઓની ક્રિયા જુદી જુદી છે એની ખબર શાસ્ત્ર વિષે અજાણ્યા લોકોને પડી શકતી નથી તેથી કેટલાક લોક એમ જાણે છે કે સૃષ્ટિમાં જીવ સર્વે એક સરખાજ ઉત્પન્ન થયેલા છે. માટે એ વિષે ઘણા પ્રકારની આશંકા તે લોકોના મનમાં આવે છે તેથી પુષ્ટિમાર્ગી જીવોના મનને ભ્રમ ઉત્પન્ન થાય છે, તે ટાળવા સારૂ વેદાદિક શાસ્ત્રમાં કહેલા ત્રણ પ્રકારના જીવોનું વર્ણન સંક્ષેપથી આ ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ કરીને બતાવેલું છે એ એક કારણ એ ગ્રંથ કરવાનું જાણવું. હવે બીજું કારણ એ ગ્રંથ કરવાનું એ છે કે **પુષ્ટિ એટલે નિર્ગુણ માર્ગના જીવ અને મર્યાદા** એટલે સગુણ માર્ગના જીવ અને પ્રવાહ એટલે એ બંને માર્ગની રીતથી જુદા કેવળ સંસારના સુખમાં આસક્ત થઇ રહેલા એવા જીવ જે કોઇ પણ કાળે ભગવાનને જાણતા નથી. એ રીતે ત્રણ પ્રકારના જીવ છે તેઓની ધર્માચરણ કરવાની રીત પણ જુદી જુદી છે. પુષ્ટિ જીવને તો કેવળ ભગવાનનું સેવન કરવાનીજ આ લોકમાં અને પરલોકમાં ઇચ્છા છે અને મર્યાદામાર્ગી જીવોને મોક્ષ પામવાની ઇચ્છા છે. તે જીવો ભગવાનની ભક્તિ કરે છે તે સંસારથી છુટીને મોક્ષ થવા સારૂ કરે છે. એને પરલોકમાં ભગવાનનું સેવન કરવાની ઇચ્છા નથી; અને પ્રવાહી જીવ છે તે સ્વર્ગમાં સુખ પામવા સારૂ દાન પુણ્ય પરોપકાર ઇત્યાદિ કરે છે તેને ભગવાન પામવાની તથા મોક્ષ પામવાની ઇચ્છા નથી. એવી ત્રણ પ્રકારની ઇચ્છા થકી ત્રણ પ્રકારના ફળભેદ એકજ રીતનું ધર્માચરણ કરવાથી પડે છે એટલા સારૂ પુષ્ટિમાર્ગના જીવોને ભગવાનની પ્રાપ્તિ થવા સારૂ કેવી ઇચ્છાથી ભગવાનનું સેવનં કરવું એનો ભેદ શાસ્ત્ર રીત પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ આ ગ્રંથમાં બતાવેલો છે, જેથી કરીને પોતાના માર્ગી સર્વે જીવ એક ભગવાનનેજ પામે. અન્યમાર્ગી લોકોની સંગતથી મોક્ષ તથા સ્વર્ગાદિ ફલની ઇચ્છા ન

રાખે અને એ તુચ્છ ફલને ન પામે એ રીતે એ ગ્રંથ કરવાનું બીજું કારણ સમજવું. ત્રીજું કારણ એ છે કે પુષ્ટિમાર્ગના જીવોને પોતાનું સ્વરૂપ કેવું છે તથા કીયા માર્ગની પોતામાં ક્રિયા છે તથા પોતાને પરલોકમાં કેવા ફલની પ્રાપ્તિ થશે એ ત્રણે વાત જાણવા સારૂ શ્રીમહાપ્રભુજીએ આ ગ્રંથ કરેલો છે. જેમ આરશીમાં પોતાનું મ્હોઢું જોવા થકી પોતાનું મુખ કેવું છે અને મ્હોઢા ઉપર શું શું લાંછન છે તે નજરથી જોવામાં આવે છે તેમ આ ગ્રંથ વાંચવાથી તથા સમજવાથી સર્વ જીવોને પોતાના સ્વરૂપની ખબર પડે, ને પુષ્ટિ જીવોને એ વાતની ખબર પડવા થકી મર્યાદા તથા પ્રવાહી માર્ગની રીત છોડીને શુદ્ધ નિર્ગુણ માર્ગની રીતમાં ચાલે. એ રીતે પોતાનું સ્વરૂપ સમજવા સારૂ એ ગ્રંથ કરેલો છે. એ ત્રણ કારણ એ ગ્રંથ કરવાનાં સમજવાં.

હવે એ ગ્રંથની ટીકાના આરંભમાં શ્રીકલ્યાણરાયજી શ્રીગુસાંઇજીને દંડવત કરીને ટીકાનો આરંભ કરે છે તે શ્લોકઃ—

श्रीविठ्ठलेश्वरं नत्वा स्वेषां स्वफलसिद्धये ।
पुष्टिप्रवाहमर्यादाविवृतिः क्रियते मया ॥

અર્થઃ—શ્રીગુસાંઇજી જે શ્રીમદ્વિઠ્ઠલનાથજી તેને હું સાષ્ટાંગ દંડવત કરીને પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથ જે શ્રીમહાપ્રભુજીએ કર્યો છે તેની ટીકા કરૂંછું, કારણ કે એ ગ્રંથ પોતાના માર્ગમાં આવેલા જીવોને એ માર્ગનું ફલ જે ભગવાનની પ્રાપ્તિ તે સિદ્ધ થવા સારૂ એવું જ્ઞાન થવું જોઇએ કે શાસ્ત્ર વિષે કેટલી પ્રકારના માર્ગ કહેલા છે અને તે કેવા છે અને તેનું ફલ શું છે. એ ત્રણે વાત જાણવા સારૂ એ ગ્રંથ કરેલો છે. તે ગ્રંથનો પ્રથમ શ્લોક હવે કહે છેઃ—

पुष्टिप्रवाहमर्यादा विशेषेण पृथक् पृथक् ।
जीवदेहक्रियाभेदैः प्रवाहेण फलेन च ॥१॥

અર્થઃ—પુષ્ટિ પ્રવાહ મર્યાદા એ ત્રણે પ્રકારના જીવ વિશેષે કરીને જુદા જુદા છે તેમ તેઓની દેહ તથા ક્રિયા તથા તેને ચાલવાનો પ્રવાહ અને ફળ એ પાંચે પ્રકારના ભેદ જુદા જુદા છે એ મૂળ શ્લોકનો અર્થ છે. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે તે કહીએ છે કે પુષ્ટિજીવ તે કોનું નામ તેનો અર્થ કહે છે પુષ્ટિ તે ભગવાનના કૃપાપાત્ર જીવ તેને પુષ્ટિજીવ શાસ્ત્રમાં કહે છે એવા જીવ ભગવાનરૂપી ફળ પામવાના છે અને એજ ફળની ઇચ્છા રાખનારા છે એ વિષેનો એક માર્ગ શાસ્ત્રમાં કહ્યો છે. પ્રવાહમાર્ગી એટલે તે જીવોનું જન્મમરણ સદા નદીના પ્રવાહની પેઠે ચાલ્યુંજ જાય છે. કોઇ દિવસે તે મોક્ષ પામતા નથી એવા જીવ સંસારના ફલનેજ પામે છે. એ પ્રવાહમાર્ગના જીવ કહેવાય છે.

મર્યાદામાર્ગ એટલે વેદને વિષે અનેક પ્રકારના ફલને પામવા સારૂ કહેલો જે અનેક પ્રકારનો કર્મમાર્ગ તે મર્યાદામાર્ગ કહેવાય છે. એ રીતે ત્રણે પ્રકારના માર્ગના ધર્મોનું આચરણ કરનારા ત્રણ પ્રકારના જીવ છે. તેઓની દેહ તથા ક્રિયાના ભેદ જુદા જુદા છે. જે ભગવાનની ભક્તિમાર્ગના જીવ છે તે ભગવાનના કૃપાપાત્ર છે. તે જુદા છે અને તેઓની દેહ ભગવાનના ચરણરજને પ્રાપ્ત થવા સારૂ છે. તે દેહ પણ જુદી છે અને તેઓની ક્રિયા કેવળ ભગવાનના સેવનપરાયણ છે. એ રીતે પુષ્ટિજીવોની દેહ તથા ક્રિયા જુદી કહીને હવે પ્રવાહમાર્ગના જીવ વિષે કહે છે કે પ્રવાહના જીવ તે તો કેવળ સંસારને વિષે આસક્ત, ધન, સ્ત્રી, પુત્રાદિકનું સુખ મળ્યું એટલે પરમેશ્વરજ મળ્યા એવા જીવ જુદા છે, અને તેઓની દેહ તથા ક્રિયા કેવળ સંસાર સુખ પામવાને સારૂ છે. તેમ મર્યાદામાર્ગી દૈવીજીવ જુદાજ છે, તેઓની દેહ તથા ક્રિયા જુદીજ છે. તેઓની ક્રિયા વેદને વિષે કહેલો જે કર્મમાર્ગ તે વિષેની છે. વાસ્તે એ જીવ પ્રવાહમાર્ગ કરતાં જુદા છે અને પુષ્ટિ જીવ મર્યાદામાર્ગ કરતાં અને પ્રવાહમાર્ગ કરતાં જુદા છે. તે વિષે ગીતાજીના સાતમા અધ્યાયમાં ભગવાને બતાવ્યું છે તે શ્લોક કહે છેઃ—

देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ।

કર્મમાર્ગની રીતથી દેવતાઓનું યજન એટલે પુજન કરનારા જીવો તે તે દેવતાઓને પામે છે અને મારૂં સેવન કરનારા જીવ મનેજ પામે છે ઇત્યાદિ વચને કરીને ભગવાને જણાવ્યું છે કે ભક્તિમાર્ગને વિષે પૂર્ણપુરુષોત્તમની પ્રાપ્તિ એજ ફળ છે; અને મર્યાદામાર્ગના જીવો જે છે તે વેદને વિષે કહેલો જે કર્મમાર્ગ તેને નિષ્કામપણે કરે ત્યારે તત્ત્વજ્ઞાન જે બ્રહ્મજ્ઞાન તે પામે તો તે બ્રહ્મજ્ઞાનદ્વારા અક્ષર બ્રહ્માદિકને પામે એજ ફળ તેઓને થાય છે; અને વેદને વિષે કહેલો જે કર્મમાર્ગ તેને હરેક કામના મનમાં રાખીને તે કર્મનું આચરણ કરે તો તે જીવને નાશવંત એવું જે સ્વર્ગાદિક ફળ તે તેને મલે છે. એ રીતે વેદાદિક વિષે કહ્યું છે અને પ્રવાહમાર્ગના જીવ પોતપોતાના સારાનરસાં કર્મને અનુસારે જન્મમરણ સ્વર્ગ નરક ઇત્યાદિ ફળને પામે છે. અને એ ત્રણે માર્ગ તથા તે માર્ગના જીવ તથા તેની દેહ તથા ક્રિયા જુદી જુદી શાસ્ત્રમાં કહી છે તેજ વાત બીજા શ્લોકમાં કહે છેઃ—

श्लोकः-भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः२
द्वौभूतसर्गावित्युक्तेः प्रवाहोऽपि व्यवस्थितः ।
वेदस्य विद्यमानत्वान्मर्यादाऽपि व्यवस्थिता ३

पदानि–भक्तिमार्गस्य कथनात् पुष्टिः अस्ति इति निश्चयः द्वौ भूतसर्गौ इति उक्तेः प्रवाहः अपि व्यवस्थितः वेदस्य विद्यमानत्वात् मर्यादा अपि व्यवस्थिता ॥

सान्वयपदार्थः—भक्तिमार्गस्य ભક્તિમાર્ગને कथनात् (શાસ્ત્રમાં) કહેલો છે, માટે पुष्टिः પુષ્ટિ (માર્ગ) अस्ति છે इति એવો निश्चयः નિશ્ચય છે. (તેમજ આ લોકમાં દૈવ અને આસુર એવા) द्वौ બે ( તરેહના ) भूतसर्गौ પ્રાણિઓના સર્ગ (સૃષ્ટિ) છે इति એ રીતે (શ્રીગીતાજીમાં)उक्तेः કહેલું છે માટે प्रवाहः પ્રવાહ (માર્ગ) अपि પણ व्यवस्थितः વ્યવસ્થા ( વિભાગ ) પૂર્વક રહેલો છે (અને) वेदस्य વેદનું विद्यमानत्वात् ( સદા ) વિદ્યમાનપણું છે માટે मर्यादा મર્યાદા [માર્ગ] अपि પણ व्यवस्थिता વ્યવસ્થા ( વિભાગ ) પૂર્વક સ્થાપિત કરેલ છે.

ટીકા—વેદ, શ્રીભાગવત, તથા ગીતાજી વિગેરે શાસ્ત્રમાં ભક્તિમાર્ગને કહેલો છે માટે પુષ્ટિમાર્ગ છે, એવો નિશ્ચય થાય છે. (તેમજ આ લોકમાં દૈવ અને આસુર એ રીતે ) બે તરેહની, પ્રાણિઓની સૃષ્ટિ છે એમ શ્રીગીતાજીમાં કહેલું છે માટે, પ્રવાહમાર્ગ પણ વ્યવસ્થાપૂર્વક કહેલો છે. અને વેદ પણ સદા વિદ્યમાન [રહેલો] છે તેથી વેદ પ્રમાણે ચાલતો મર્યાદામાર્ગ પણ વિભાગપૂર્વક સિદ્ધ કરેલો છે.

वक्ष्यामि सर्वसंदेहा न भविष्यंति यच्छ्रुतेः ।
भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः ॥ ૨ ॥

અર્થઃ—એ માર્ગોના ભેદ સાંભળવા થકી ફરી તે માર્ગો વિષેનો સંદેહ દૂર થઈ જાય છે એટલા સારૂ એ માર્ગોના ભેદ કહીયે છે કે શાસ્ત્રને વિષે કર્મમાર્ગ, યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગની શ્રેષ્ઠતા કહેલી છે તેથી પુષ્ટિમાર્ગ પણ

સ્થિત છે એવો નિશ્ચય થાય છે એ મૂળ શ્લોકનો અર્થ. એની ટીકામાં શ્રીકલ્યાણ-રાયજી કહે છે કે એ માર્ગોનાં સાધન તથા ફળોનું શ્રવણ કરવા થકી તેઓનાં સાધન તથા ફળને વિષે સંદેહ જરા પણ રહેતો નથી તેથી પહેલે પુષ્ટિમાર્ગ શાસ્ત્રમાં છે એ વિષે પ્રમાણ કહે છે કે ભાગવતમાં ભગવાને કહ્યું છે કેઃ-

**केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः ।**

**અર્થ**:—ભગવાન ઉદ્ધવજી પતિ કહે છે કે હે ઉદ્ધવજી! વ્રજને વિષે જે ગોપીજન, ગાયો, પક્ષીઓ અને મૃગ હતાં એઓએ વેદસાધન કર્યું નહતું પણ એ સર્વે મને એક પ્રીતવડેજ પામ્યા છે. માટે આ જીવ એક મારે વિષે પ્રીત રાખીને મને ભજે છે તો તે જીવ મને સહેજમાં પામે છે. એ રીતે વેદ-સાધન વગર કેવળ ભક્તિવડેજ ભગવાને પોતાની પ્રાપ્તિ થવી કહી છે. માટે ભક્તિમાર્ગ વેદના કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ કરતાં જુદોજ વેદાદિક વિષે ઠામ ઠામ કહેલો છે તે ઉપરથી નિશ્ચય કરીને જણાય છે કે પુષ્ટિમાર્ગ સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને સર્વે માર્ગો કરતાં જુદો છે. એ વિષે વાદી આશંકા કરે છે કે દાન વ્રતાદિક સાધને કરીને ભક્તિની ઉત્પત્તિ કહી છે અને તમે એ સાધનો વગર ભક્તિની ઉત્પત્તિ કહો છો અને ભક્તિ ઉપરથી પુષ્ટિમાર્ગ છે એવો નિશ્ચય કરો છો તેને વિષે પ્રમાણ શું? એવી આશંકા વાદી કરશે તો તેનો ઉત્તર એ છે કે ભગવાનની કૃપાવડેજ ભક્તિ ઉત્પન્ન થાય છે, વાસ્તે ભક્તિ છે તે ભગવાનના અનુગ્રહસાધ્ય છે. જેનું સાધન અનુગ્રહ છે. તેનેજ પુષ્ટિ એવું કહે છે અને સાધનના મિશ્રભાવે કરીને સાધનવડે જે અનુગ્રહ થાય છે તેને ભક્તિમાર્ગ વિષે મર્યાદા કરીને કહે છે. દાનાદિસાધનદ્વારા જે ભક્તિ ઉત્પન્ન થાય છે તે ભક્તિને મર્યાદાપણું છે એમાં કોઇ કશી યુક્તિ લાવે તો તે ચાલનાર નથી. તે વિષે શ્રીગુસાંઇજીએ ભક્તિહંસ ગ્રંથ કર્યો છે તેમાં સારી પેઠે એ વાતનો ખુલાસો કરેલો છે તે વિષે જોવું. એટલા સારૂ અહીં વિસ્તાર કરતા નથી તથાપિ સંક્ષેપથી બતાવીએ છીએ કે ભક્તિમાર્ગીભક્તકૃત ભક્તિમાર્ગીદિક્ષાપૂર્વક મોક્ષ થવાના સાધનના ઉદ્દેશે કરીને કરેલી જે શ્રવણાદિક નવધા ભક્તિઓ તે પ્રવાહી ભક્તિ કહેવાય છે; કારણ કે મર્યાદામાર્ગમાં રહેલા જે જીવ અને જ્ઞાનમાર્ગમાં રહેલા જે જીવ તેઓના ઉપર ભગવાન જ્યારે કૃપા કરે છે ત્યારેજ તેને પુષ્ટિભક્તિ આપીને તે ભક્તિનું ફલ તેને આપે છે. પુષ્ટિભક્તિ આ જીવોને ભગવાનના અનુગ્રહ વગર મલતી નથી તો તે ભકિતનું ફલ કયાં થકી મળી શકે? તે વિષે શ્રીમહાપ્રભુજીએ સિદ્ધાંતમુક્તાવલી ગ્રંથમાં ખુલ્લું કરીને કહ્યું છે તે શ્લોકઃ-

**उभयोस्तुक्रमेणैव पूर्वोक्तैव फलिष्यति ।**

**અર્થઃ**—જ્ઞાનમાર્ગી અને ભક્તિમાર્ગી બંને જીવોને ભગવાન કૃપા કરે

છે ત્યારે પુષ્ટિભક્તિરૂપી ફળ તેને મળી શકે છે. એ વિષે બીજાં ઘણાં સાધન કરે તોપણ ભગવાનના અનુગ્રહ વગર એ ભક્તિની પ્રાપ્તિ થતી નથી એવી એ દુર્લભ ભક્તિ છે. એ કારણ સારૂ સારીરીતે ભક્તિમાર્ગનું વર્ણન શાસ્ત્રમાં કરેલું છે તેમાં પુષ્ટિમાર્ગ પણ કહેલો છે. એ રીતે બીજા શ્લોકની ટીકામાં કહ્યું છે પણ સંક્ષેપથી કહ્યું છે તેથી મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિનું સ્વરૂપ સર્વેના સમજવામાં બરાબર આવી શકતું નથી; તેથી અહીં એ ટીકાનો વિસ્તાર કરીને કહેવાની જરૂર છે. વાસ્તે એ ટીકાનો અભિપ્રાય એ છે કે ટીકામાં કહ્યું કે દાન-વ્રતાદિ સાધનોવડે એ ઉત્પન્ન થઈ એવી જે ભગવાનની ભક્તિ તે ભક્તિ મર્યાદા કહેવાય છે અને ભગવાનની કૃપા થકી પ્રાપ્ત થએલી જે ભક્તિ તે ભક્તિ પુષ્ટિ કહેવાય છે. એ રીતે ભક્તિ ઉત્પન્ન થવાના બે ભેદ કહ્યા છે. એમાં વાદી આશંકા કરે છે કે દાનવ્રતાદિ સાધનોવડે ભગવાન પ્રસન્ન થાય છે અને ભગવાન પ્રસન્ન થયા પછી પોતાની ભક્તિ આપે છે એવું સાફ જણાય છે તે છતાં ટીકામાં એમ કહ્યું કે દાનાદિ સાધનો વગર ભગવાન કૃપા કરીને જે ભક્તિ આપે છે તે પુષ્ટિ-ભક્તિ કહેવાય છે—એ વાત શાસ્ત્રથી તથા વિચારથી કેવલ ઉલટી માલમ પડે છે; કારણ કે પહેલે એક લુગડું મેલું છે તેને સાબુવતે ધોયા પછી ઉજળું થયા પછી તે રંગ ચઢાવવા લાયક થાય છે, પણ પહેલેથીજ તેના ઉપર કોઇ રંગ ચઢાવવા ચહાશે તો સર્વથા નહીં ચઢે, તેમ જીવ અનેક જન્મના પાપવડે મેલો થયેલો છે તે દાન, વ્રત, તપ, યોગ ઇત્યાદિ સાધનોવડે શુદ્ધ થશે ત્યારપછી તેને ભગવાનની ભક્તિ કરવાનો રંગ લાગશે અને ભક્તિ કરવા ઉપર પ્રીત થવાથી એના ઉપર ભગવાનની કૃપા થશે, પહેલેથી કૃપા ક્યાં થકી થશે ? એવી આશંકા કોઇ લાવીને બીજા સાધનોને ભક્તિના સાધક કહેશે તો એ વારતા શાસ્ત્રથી ઉલટી છે; કારણકે ભાગવતાદિ શાસ્ત્રો વિષે ભગવાને સાફ કહ્યું છે કે હું યોગથી તથા બ્રહ્મજ્ઞાનથી તથા તપાદિક સાધનથી પ્રાપ્ત થતો નથી એક ભક્તિ-વડેજ પ્રાપ્ત થાઉં છું અને નવ યોગેશ્વરના સંવાદમાં પણ કહ્યું છે કે ભક્તિવડે ભક્તિ ઉત્પન્ન થાય છે એ ભક્તિને પ્રાપ્ત થવાને તપાદિક સાધનનો નિષેધ કરેલો છે વાસ્તે ભક્તિ ઉત્પન્ન થવાને વિષે એક ભગવાનનીજ કૃપા થવી જોઇએ એજ એક સાધન રહેલું છે એ વારતા શાસ્ત્રથી સિદ્ધ થાય છે. એ વિષેના વચન આગલા પ્રસંગમાં લખવામાં આવશે વાસ્તે અહીંયાં લખ્યા નથી. હવે એ વિષે કોઇ એવી આશંકા કરશે કે ત્યારે શું ભગવાનજ પોતે ભક્તિ કરાવવામાં જીવને અંતરાય કરે છે ? આ સૃષ્ટિ છે તે ભગવાનને પુત્ર બરાબર છે તેથી ભગવાનની કૃપા સર્વે ઉપર સરખી છે વાસ્તે દયાલુ એવા જે ભગવાન તે એક ઉપર કૃપા કરીને ભક્તિ આપે છે અને બીજા ઉપર કૃપા કરતા નથી અને ભક્તિ આપતા નથી—એવી વિષમતા ભગવાનના સ્વભાવમાં તમારા કહેવા થકી

આવે છે એ એક પ્રશ્ન છે, બીજો પ્રશ્ન એ છે કે સર્વે જીવ જુદા જુદા પ્રકટ કરેલા છે તેઓને ફળ આપવાનો વિચાર ભગવાનનો જુદી જુદી રીતનો છે એ રીતનું તમારૂં કહેવું છે તેથી પણ ભગવાનના સ્વભાવમાં વિષમતા આવે છે એ બીજો પ્રશ્ન છે. ત્રીજો પ્રશ્ન એ છે કે પંચમહાભૂતાત્મક વસ્તુ એક છે તે સર્વેની દેહમાં સરખી છે વાસ્તે સર્વેના દેહ પણ સરખા છે પણ તમે કહો છો કે પુષ્ટિ પ્રવાહ અને મર્યાદા એ ત્રણે પ્રકારના જીવની દેહ જુદી જુદી રીતની છે એ વાત દેખીતી સંભવતી નથી એ ત્રીજો પ્રશ્ન છે. એ રીતે કોઈ પ્રશ્ન એમાં કરશે તો તે વિષે શાસ્ત્રમાં પ્રમાણ એનાં ઘણાં છે અને અમારૂં જે કહેવું છે તે કેવળ શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે છે. (શાસ્ત્રને એક તરફ મૂકીને પોતાના મનની કલ્પના પ્રમાણે કહેવાનું નથી પણ વાદી શાસ્ત્રને જાણતો નથી અને સમજતો નથી અને જગતની રચના શી રીતે ચાલે છે તેનો અનુભવ પણ કરતો નથી અને ભગવાને કેવી ઇચ્છાથી સૃષ્ટિની રચના રચી છે તે ઈચ્છાને પણ જાણતો નથી માટે તે પુરુષ મનમાં શાસ્ત્રનો એક પક્ષ લઇને આશંકા કરે છે; પણ શાસ્ત્રમાં જે પ્રમાણે કહ્યું હોય ત પ્રમાણે માનવું જોઇએ. અને તેનો અનુભવ પોતાના અંતઃકરણમાં સૃષ્ટિની ચાલ ઉપરથી લઈ જવો જોઇએ એ રીતે જે કોઈ અનુભવ લેવા ચહાશે તેના મનમાં શાસ્ત્રની વાત ખરી છે એમ ઉતર્યા વગર રહેશેજ નહી; પણ જે પુરુષ શાસ્ત્રને નહી માંનતા અને સૃષ્ટિનો અનુભવ લીધા વગર બોલશે તેના બોલવાને તથા સમજવાને કશું પ્રમાણ નથી કારણ કે જે જે વસ્તુઓ ગુપ્ત છે તે આ માણસના જોવામાં આવી શકતી નથી તેનો નિશ્ચય આ માણસ શી રીતે કરી શકશે? સર્વથા નહી કરી શકે. વાસ્તે શાસ્ત્રના કહેનાર જે આદિ પુરુષ બ્રહ્માજી જેને ભગવાને પોતાનું જ્ઞાન આપ્યું છે તેણે જે વાત કહી હોય તેજ વાતને સર્વ લોક પ્રમાણ કરતા આવે છે અને તે પ્રમાણે ચાલતા આવે છે. પણ હાલમાં કેટલાએક લોકોની બુદ્ધિ પોતાના શાસ્ત્ર ઉપરથી છટકી ગઈ છે અને ભ્રમ પામી ગઈ છે તેથી આ સૃષ્ટિની રચનાનો અનુભવ પણ તેઓના સમજવામાં આવી શકતો નથી. જેમ સન્નિપાત બુદ્ધિને થવાથી તે માણસ સાર તથા અસાર વસ્તુને સમજી શકતો નથી તેમ એવા લોક હરેક વાતને સમજી શકતા નથી, તેનું મૂલ કારણ એજ છે કે તે જીવ જુદા જુદા પ્રકારની સૃષ્ટિમાં જન્મ પામેલા છે વાસ્તે તે વાત પોતે દેખતા છતાં પણ તેઓને માલમ પડી શકતી નથી, એવી ઇશ્વરેચ્છા પ્રબલ છે.) હવે વાદીની આશંકાનો ઉત્તર સંક્ષેપમાં કહીએ છીએ કે આ સૃષ્ટિને વિષે જે જે વસ્તુ ભગવાને ઉત્પન્ન કરેલી છે તે ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ પ્રકારની કરેલી છે એવું જોવામાં આવે છે. એકને રાજા કર્યો છે અને બીજાને પાલખી ઉંચકનાર કર્યો છે, એકને ઉત્તમ જાતમાં જન્મ આપ્યો છે અને બીજાને ભંગીઆની છેક નીચ

જાતમાં જન્મ આપ્યો છે, એક સંપૂર્ણ જ્ઞાનવાન થાય છે અને બીજો મંદ બુદ્ધિવાળોજ રહે છે, એક મનુષ્યસૃષ્ટિ છે તે સ્વતંત્રપણે વર્તે એવી કરી છે અને પશુસૃષ્ટિને પરાધીનપણે રાખી છે એટલે રહે એવી કરી છે–ઈત્યાદિ સૃષ્ટિની રચના જોતાં પણ ભગવાનના સ્વભાવમાં વિષમતાજ વાદીના કહેવાથી આવે છે. કેમકે એકને સુખી કર્યો છે અને એકને દુઃખી કર્યો છે, એ જોતાં ભગવાનના સ્વભાવમાં વિષમતાજ આવે છે. એનો ઉત્તર વાદીની પાસે આપવાને એકજ છે કે ઇશ્વરેચ્છા છે તે પ્રમાણે સૃષ્ટિની રચના થઇ છે. બીજો એકે ઉત્તર એ વિષે છેજ નહી. કદાચ પુર્વ જન્મના સંસ્કારથી આ જીવ સુખી, દુઃખી, ઉચ, નીચમાં જન્મ પામે છે એવું જો કહેશે તોપણ પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ તે સમે પૂર્વ જન્મનો સંસ્કાર તે જીવોને છેજ નહી કેવળ ભગવાનની ઈચ્છાથીજ ઉચ નીચમાં જન્મ તે જીવોના થયો છે કારણ કે પશુ સૃષ્ટિ કેવળ પરાધીન એ પહેલેથીજ ભગવાને રચી છે. વાસ્તે શાસ્ત્ર વિષે ઇશ્વરેચ્છા મુખ્ય કહી છે તેજ પ્રમાણે માનવું જોઇએ એટલા સારૂ સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ભાગવતમાં સ્કંધ ૩ અ. ૧૨ શ્લો. ૨ માં આ રીતે કહ્યો છે કેઃ—

ससर्जाग्रेंधतामिस्रमथ तामिस्रमादिकृत् ।
महामाहं च मोहं च तमश्चाज्ञानवृत्तयः ॥ १ ॥
दृष्ट्वा पापियसीं सृष्टिं नात्मानं बह्वमन्यत ।
भगवद्ध्यानपूतेन मनसान्यां ततोसृजत् ॥

**અર્થઃ**—બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ કરવાનો પ્રારંભ કર્યો તે સમે અવિદ્યાની આસુરી સૃષ્ટિ પહેલે ઉત્પન્ન થઇ; જેમાં કેવળ અજ્ઞાન અને મોહ રહેલો એવી આસુરી સૃષ્ટિ જોઇને બ્રહ્માજીયે ભગવાનનું ધ્યાન કર્યું અને ધ્યાનવડે મન પવિત્ર કરીને પછી સૃષ્ટિ કરવાની ઇચ્છા કરી તે સમે જે સૃષ્ટિ ઉત્પન્ન થઈ તે કેવળ દૈવી સનકાદિક તથા નારદાદિક ઉત્પન્ન થયા ત્યારપછી મનુ અને શતરૂપા સ્ત્રી એ બંને જમણા તથા ડાબા અંગમાંથી ઉત્પન્ન કર્યાં. એ બંનેથી મૈથુની સૃષ્ટિ મનુષ્યરૂપ ઉત્પન્ન થઇ. એ રીતે સૃષ્ટિના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ ભેદ થયા છે. વાસ્તે દૈવી આસુરી એ બે પ્રકારની સૃષ્ટિ જુદીજ રીતથી ઉત્પન્ન થઇ છે, તેથી ગીતાજીમાં પણ દૈવી તથા આસુરી બે પ્રકારના જીવોમાં ભેદ છે એવું કહ્યું છે. વાસ્તે શાસ્ત્ર તથા સૃષ્ટિની રચના મેલવતાં જીવ ત્રણ પ્રકારના જુદા જુદા ઉત્પન્ન થયેલા છે એવું સાફ નજરે દેખાય છે. વાસ્તે સર્વેની દેહ તથા તેઓની ક્રિયા જુદા જુદા પ્રકારની છે અને તેઓને ફળ પામવા સારૂ માર્ગ પણ જુદા જુદા શાસ્ત્રમાં કહેલા છે તેજ પ્રમાણે તે જીવને તે માર્ગ સારો લાગે છે અને તે જીવ તેજ માર્ગમાં વર્તે છે અને તેજ પ્રમાણે તેને પરલોકમાં ફળ તેજ

રીતે વેદની શ્રુતિયોમાં અને વ્યાસસૂત્રમાં કહ્યું છે. જે પ્રમાણે જીવ તેજ પ્રમાણે તેની દેહના પંચમહાભૂતાદિક પણ તેવાજ જાણવા. જેમ ઉત્તમવર્ણ અને ભંગીએ એ બંનેના દેહમાં ભેદ છે અને તેઓની ક્રિયામાં પણ ભેદ છે. અઠાવીસ તત્વં-રૂપ વસ્તુ સર્વેમાં એક છે તથાપિ પવિત્ર અપવિત્ર એ બે ભેદ ભગવદીચ્છાથી તેમાં રહેલા છે. જેમ ઉત્તમના ઘરનું પાણી અને ચાંડાળના ઘરનું પાણી એ બંનેમાં પાણીરૂપ વસ્તુ એક છે પણ શુદ્ધ અશુદ્ધ એ ભેદ તેમાં છે. એમાં જેટલી આશંકા કોઈ કરશે તે શાસ્ત્ર વિરૂદ્ધ અને જગતની અસલથી ચાલી આવેલી રીત એ બંનેથી વિરૂદ્ધ પડવાની, વાસ્તે શાસ્ત્રમાં કહ્યું તેજ માનવું જોઇએ.

હવે હિંદુ ધર્મથી ઉલટા જે લોક છે તે કહે છે કે શાસ્ત્ર મનુષ્યોનાં બનાવેલાં છે પણ શ્રીભાગવત તૃતીયસ્કંધમાં સાફ કહ્યુ કે સર્વ શાસ્ત્ર બ્રહ્મા-જીએ સૃષ્ટિપ્રતિ કહ્યાં છે તે શ્લોકઃ—

ऋग्यजुःसामाथर्वाख्यान्वेदान्पूर्वादिभिर्मुखैः ।
शास्त्रमिज्यां स्तुतिस्तोमं प्रायश्चित्तं व्यधात् क्रमात् ॥ १ ॥
आयुर्वेदं धनुर्वेदं गांधर्वं वेदमात्मनः ।
स्थापत्यं चासृजद्वेदं क्रमात्पूर्वादिभिर्मुखैः ॥ २ ॥
इतिहासपुराणानि पंचमं वेदमीश्वरः ।
सर्वेभ्य एव वक्त्रेभ्यः ससृजे सर्वदर्शनः ॥ ३ ॥

**અર્થઃ**—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, બ્રહ્માએ ચાર મુખે કરીને સૃષ્ટિપ્રતિ કહ્યા ત્યારપછી સૃષ્ટિની રક્ષા થવા સારૂ શાસ્ત્રવિદ્યા કહી, ભગવાનને પામવા સારૂ ભગવાનનું પૂજન કરવાની રીત કહી, તથા સ્તુતિ કરવાની રીત કહી. ત્યારપછી શુદ્ધ અશુદ્ધ અને પાપ નિવારણ થવા સારૂ તેના ઉપાય કહ્યા જેને ધર્મશાસ્ત્ર કહે છે. ત્યારપછી સૃષ્ટિના શરીર સારૂ વૈદકવિદ્યા કહી, ભગવાનને પ્રસન્ન કરવા સારૂ જ્ઞાનવિદ્યા કહી, યજ્ઞાદિક કરવા સારૂ તેના જે સાધન શિલ્પવિદ્યા, જ્યોતિષ શાસ્ત્રાદિક કહ્યાં. પ્રાચીન કથાઓ જે આગલા બ્રહ્માની ભગવાને આ બ્રહ્માને કહી હતી તે કહી. પાંચમો વેદ જે અઢાર પુરાણ તે સર્વે કહ્યાં. એ રીતે સર્વ શાસ્ત્ર કહીને સર્વ માર્ગ સૃષ્ટિને બ્રહ્માએ બતાવ્યા. એ રીતે વેદમાં પણ કહ્યું છે વાસ્તે શાસ્ત્ર તે કોઇ ઋષિઓનાં નવાં કરેલાં નથી, બ્રહ્માજીથી ચાલ્યાં આવે છે. વ્યાસજીએ તે પ્રાચીન શાસ્ત્ર સંક્ષેપે કરીને સર્વેને મુખપાઠ રહેવા સારૂ શ્લોકબંધ કર્યા છે કારણકે શ્લોક વગર તે પાઠે રહે નહી એટલા સારૂ શ્લોકબંધ કર્યા છે. એ રીતે સૃષ્ટિ તથા શાસ્ત્રની પ્રવૃત્તિ કહી હવે ત્રીજો શ્લોક એ ગ્રંથના કહીએ છીએ:—

द्वौभूतसर्गावित्युक्तेः प्रवाहोपि व्यवस्थितः ।
वेदस्य विद्यमानत्वान्मर्यादाऽपि व्यवस्थिता ॥३॥

**અર્થઃ**—વેદાદિક શાસ્ત્ર વિષે સૃષ્ટિ દૈવી તથા આસુરી બે પ્રકારની કહી છે વાસ્તે પ્રવાહસૃષ્ટિ તે આસુરી સૃષ્ટિની સ્થિતિ પણ છે અને વેદને વિષે કર્મકાંડ તથા જ્ઞાનકાંડ પણ કહ્યું છે વાસ્તે મર્યાદા સૃષ્ટિની સ્થિતિ પણ પૃથ્વીમાં છે એ મૂલ શ્લોકનો અર્થ. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે કે ગીતાજીમાં અ. ૧૬-૬ ભગવાને કહ્યું છે તે શ્લોકઃ-

द्वौ भूतसर्गौ लोकेस्मिन् दैव आसुर एव च ।

**અર્થઃ**--ભગવાન કહે છે કે હે અર્જુન આ લોકને વિષે દૈવી તથા આ-સુરી બે પ્રકારની સૃષ્ટિ છે એ રીતે ભગવાનના કહેવા ઉપરથી સિદ્ધ થયું કે પ્રવાહી સૃષ્ટિ છે. હવે મર્યાદા સૃષ્ટિ કહે છે. વેદને વિષે પ્રકરણ બે કહેલાં છે-એક કર્મકાંડ અને બીજું જ્ઞાનકાંડ, તે ઉપરથી સિદ્ધ થાય છે કે તે માર્ગોના આચરણ કરનાર મર્યાદા જીવોની સ્થિતિ પણ છે. જ્ઞાનકાંડમાં ભક્તિપ્રકરણ પણ કહ્યું છે વાસ્તે દૈવી જીવોના બે ભેદ-એક મર્યાદા બીજો પુષ્ટિ. પણ પુષ્ટિભક્તિને શાસ્ત્રમાં દુર્લભતા બતાવી છે તે ચોથા શ્લોકમાં કહે છેઃ--

श्लोकः-कश्चिदेव हि भक्तौ हि यो मद्भक्त इतीरणात् ।
सर्वत्रोत्कर्षकथनात्पुष्टिरस्तीति निश्चयः ॥ ४॥
न सर्वोऽतः प्रवाहाद्धि भिन्नो वेदाच्च भेदतः ।
यदा यस्येति वचनान्नाहं वेदैरितीरणात् ॥ ५॥

पदानि—कश्चित्[१] एव[२] हि[३] भक्तः[४] हि[५] यः[६] मद्भक्तः[७] इति[८] ईरणात्[९] सर्वत्र[१०] उत्कर्षकथनात्[११] पुष्टिः[१२] अस्ति[१३] इति[१४] निश्चयः[१५] न[१६] सर्वः[१७] अतः[१८] प्रवाहात[१९] हि[२०] भिन्नः[२१] वेदात्[२२] च[२३] भेदतः[२४] यदा[२५] यस्य[२६] इति[२७] वचनात्[२८] न[२९] अहं[३०] वेदैः[३१] इति[३२] ईरणात्[३३].

सान्वयपदार्थः—हि[3] જે હેતુ માટે यः[6] જે मद्भक्तः[7] મારો ભક્ત ( છે તે મને પ્રિય છે ) इति[8] એમ (શ્રીગીતાજીમાં પ્રભુયે) ईरणात्[9] કહેલું છે તેથી [5-20] हि નિશ્ચયે કરીને कश्चित्[1] કોઈક एव[2] જ भक्तः[4] ભક્ત (હોય છે) सर्वः[17] બધા ( ભક્ત હોતા ) न[16] નથી. (તેમજ) सर्वत्र[10] (શ્રીગીતા, ભાગવત વિગેરે) બધે ઠેકાણે उत्कर्षकथनात्[11] ( ભક્તિમાર્ગની) મ્હોટાઈ કહેલી છે તેથી पुष्टिः[12] પુષ્ટિમાર્ગ अस्ति[13] છે इति[14] એવો निश्चयः[15] નિશ્ચય છે. अतः[18] એ હેતુ માટે प्रवाहात्[19] પ્રવાહમાર્ગથી (પુષ્ટિમાર્ગ) भिन्नः[21] જુદો (છે તેમજ) यदा[25] જ્યારે यस्य[26] જેનો (શ્રીભગવાન્ અનુગ્રહ કરે છે ત્યારે તે જીવ લોક અને વેદમાં નિષ્ઠાવાળી પોતાની બુદ્ધિને છોડી દે છે. ) इति[27] એવાં वचनात्[28] વચનથી, (અને) अहं[30] હું वेदैः[31] વેદનાં અધ્યયનવડે (તેમજ તપ દાન અને અગ્નિહોત્રાદિક કર્મવડે પણ જોવાને શકય ) न[29] નથી इति[32] એ રીતેં (શ્રીગીતાજીમાં) ईरणात्[33] કહેલું છે તેથી, वेदात्[22] વેદોક્ત મર્યાદામાર્ગથી च[23] અને (લોકથી પણ) भेदतः[24] જુદો પડીને (પુષ્ટિમાર્ગ રહેલો છે, એવો નિશ્ચય છે.)

ટીકા—જે હેતુ માટે, નિરંતર સંતોષી, નિશ્ચલ મનવાળો, નિશ્ચયવાળો, શરીર ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, અને જેણે પોતાનાં મન, અને બુદ્ધિ વિગેરે મને અર્પણ કરેલાં છે, એવો જે મારો ભક્ત હોય છે, તે મને પ્રિય છે–એ રીતે શ્રીગીતાજીમાં ભગવાને અર્જુનને કહેલું છે તેથી કોઈકજ ભક્ત હોય છે કાંઇ બધા ભક્તો હોતા નથી; તેમજ શ્રીગીતાજી, ભાગવત વિગેરે બધે ઠેકાણે ભક્તિમાર્ગની મ્હોટાઇ વર્ણન કરેલી છે. તેથી પુષ્ટિમાર્ગ છે. એવો નિશ્ચય થાય છે, એજ હેતુથી, પ્રવાહમાર્ગથી પુષ્ટિમાર્ગ જુદો છે. તેમજ જ્યારે જે જીવનો ભગવાન્ અનુગ્રહ કરે છે ત્યારે તે જીવ લોક અને વેદમાં નિષ્ઠાવાળી પોતાની બુદ્ધિને છોડી દે છે. અર્થાત્ પોતે પ્રભુપરાયણ થાય છે, એવાં વચનથી,

અને હું વેદનાં અધ્યયનવડે, તપ, દાન, અને અગ્નિહોત્રાદિક કર્મવડે પણ જોવાને શક્ય નથી. એ રીતે શ્રીગીતાજીમાં પ્રભુએ અર્જુનને કહેલું છે તેથી વેદોક્ત મર્યાદામાર્ગથી અને લોકથી પુષ્ટિમાર્ગ જુદો છે એવો નિશ્ચય છે.

---

कश्चिदेव हि भक्तो हि यो मद्भक्त इतीरणात् ।
सर्वत्रोत्कर्षकथनात् पुष्टिरस्तीति निश्चयः ॥ ४ ॥

**અર્થઃ**—મારો ભક્ત કોઇ એક થાય છે. તેજ મારો ભક્ત છે ને મારો આત્મા છે એ રીતે સર્વથી ઉત્કૃષ્ટતા ભક્તની ભગવાને કહી છે વાસ્તે પુષ્ટિમાર્ગ પણ શાસ્ત્રમાં નિશ્ચે કરીને કહેલો છે એ મૂળ શ્લોકનો અર્થ. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે કે મારો ભક્ત કોઇ એક થાય છે એવું ભગવાને ગીતાજીમાં કહ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે સર્વે જીવ ભક્ત થતા નથી. એવું જો ન હોય તો ભગવાન એ રીતે ન કહે જે મારો ભક્ત છે તેજ મારો આત્મા છે. એ રાતે એકાદશ સ્કંધમાં કહ્યું છે વાસ્તે ભક્તિને પુષ્ટિસાધકત્વ કહ્યું છે. બીજા સાધનોને પુષ્ટિસાધકત્વ કહ્યું નથી તેથી ભક્તિ અને ભક્તની ઉત્કૃષ્ટતાયે કરીને પુષ્ટિસાધકત્વ ગીતા ભાગવતાદિક વિષે સર્વ ઠેકાણે કહ્યું છે તે વચનો હવે બતાવીએ છીએ. ગીતાને વિષે ભગવાને કહ્યું છેઃ—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चित् मां वेत्ति तत्त्वतः ॥ १ ॥

**અર્થઃ**—હજારો મનુષ્યોમાં કોઇ એક માણસ પરલોકનું સાધન કરવામાં પ્રવૃત્ત થાય છે અને જે સાધન કરનારા છે તેઓમાંથી મને તત્વ કરીને જાણનાર કોઈ એક પુરુષ થાય છે; એ રીતે આ શ્લોકમાં પ્રવાહ મર્યાદા અને પુષ્ટિ એ ત્રણે પ્રકારના જીવ ભગવાને બતાવ્યા છે. હજારો જીવમાં કોઈ એક સાધનમાં પ્રવૃત્ત થાય છે. તે ઉપરથી એવું સિદ્ધ થયું કે સાધન નહી કરનારા જીવ ઘણા છે તે જીવનું નામ પ્રવાહી જીવ છે. કેવળ સંસાર સુખની ઇચ્છા રાખનારા તેઓનેજ શાસ્ત્રમાં આસુરી જીવ એવી સંજ્ઞા છે. આસુરી જાતમાં જન્મ પામ્યાથી કાંઈ આસુરી જીવ તે કહેવાતો નથી કેમકે આસુરી જાતમાં પણ ભગવાનના ભક્ત છે તેને શાસ્ત્રમાં આસુરી સંજ્ઞા કહી નથી વાસ્તે આસુરી જીવ તેજ છે કે ભગવાનને ભજતો નથી તેનું નામ આ ગ્રંથમાં પ્રવાહી રાખેલું છે. ફરી ભગવાને એ શ્લોકમાં કહ્યું કે જે સાધન કરનારા જીવો છે તેઓમાંથી મને તત્વ કરીને જાણનારો

કોઈ એક જીવ થાય છે એવું ભગવાને કહ્યું તે ઉપરથી સાફ જણાય છે કે સાધન કરનારા જીવો છે તે સર્વે ભગવાનની પ્રાપ્તિને અર્થે સાધન કરતા નથી. કેટલાએક સ્વર્ગના સુખને સારૂ, કેટલાએક સિદ્ધિઓ પામવા સારૂ, કેટલાએક મોક્ષ પામવા સારૂ, ભગવાનની ભકિત વિગેરે સાધન કરે છે. એવા જીવોને શાસ્ત્રમાં સગુણ કહેલા છે અને આ ગ્રંથમાં મર્યાદા જીવ કહેલા છે ભકિત મર્યાદા જીવ પણ કરે છે અને પુષ્ટિ જીવ પણ કરે છે તથાપિ મર્યાદા જીવોની ભકિતને સગુણતા કહી છે નિર્ગુણતા કહી નથી કારણકે તે મોક્ષની ઇચ્છા મનમાં રાખીને ભગવાનની ભકિત કરે છે; ભગવાનનું સેવન કરવાની તેની ઇચ્છા નથી વાસ્તે તૃતીયસ્કંધ ભાગવતમાં સગુણ ભકિતના ભેદ એકાસી કપિલદેવે કહેલા છેઃ-

भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते ।
स्वभावगुणमार्गेण पुंसां भावो विभिद्यते ॥

**અર્થઃ**--હે માતા ! ભકિતના ભેદ ઘણા થાય છે તે આ મનુષ્યના સ્વભાવના ગુણે કરીને થાય છે. એ રીતે સ્વભાવના ગુણ ત્રણ છે સાત્વિક, રાજસ, તામસ, એ ત્રણ ગુણવડે એક ભકિતના ત્રણ ભેદ થયા તેવી નવ ભકિત છે ત્યારે નવેત્રી સતાવીશ ભેદ થયા પણએત્રણ ગુણ છે તે એક પુરુષમાં એકલા રહેતા નથી એકેક ગુણમાં ત્રણ ત્રણ ગુણ મિશ્ર થઇને વર્તે છે વાસ્તે સતાવી ત્રી એકાશી ભેદ સગુણ ભકિના થયા. જે પ્રમાણે જેની ભકિત તે પ્રમાણે તેનું ફળ તે જીવને ભગવાન આપે છે વાસ્તે ગીતાજીમાં ભગવાને કહ્યું કે ભકિત કરનારાઓમાં મને કોઇએક તત્વ કરીને જાણે છે તેને નિર્ગુણ ભકત તૃતીયસ્કંધમાં કહ્યો છે. તે ભકિત એકજ પ્રકારની કહી છે જે કોઈ પુરુષ લૌકિકફલ અને મોક્ષફલની ઇચ્છા મુકીને આ લોકમાં અને પરલોકમાં એક ભગવાનનું સેવન કરવાની ઇચ્છા રાખે છે તેનેજ શાસ્ત્રમાં નિર્ગુણ જીવ કહેલો છે અને આ ગ્રંથમાં તેને જ પુષ્ટિ જીવ કહેલો છે. આ પુષ્ટિમાર્ગમાં ગુરૂ ઉપદેશ તો ઘણા જીવોએ લીધો છે તથાપિ તે સર્વે જીવ પુષ્ટિ નથી મર્યાદા તથા પ્રવાહી જીવ ઘણા છે. પુષ્ટિ જીવની ભગવાને જ દુર્લભતા કહી છે કે કોઈ એક જીવ મને તત્વ કરીને જાણે છે તેજ જીવને પુષ્ટિ કહ્યો છે બાકી તો ઘણા જીવ મર્યાદાના છે અને મર્યાદા કરતાં ઘણા જીવ પ્રવાહી છે. કેટલાએક મુર્ખા એમ કહે છે કે શ્રીમહાપ્રભુજીની વખતમાં ચોરાશી જણ એ માર્ગમાં આવ્યા હતા, સર્વ જીવ એ માર્ગમાં આવ્યા નથી એ રીતે કહે છે પણ તેઓને શાસ્ત્રની અને સૃષ્ટિની ખબર નથી કે આ સૃષ્ટિમાં સૌ જીવ ભગવાનને પામવાના અધિકારી નથી. સર્વ જીવ જુદા જુદા અધિકારના છે તેથી તેઓ વગર સમજે એમ કહે છે કેમ કે દુધમાં માખણ તે થોડુંકજ હોય છે, તેમ આ સૃષ્ટિમાં ભગવાનના ભકત થોડાજ થાય છે એ રીતે ભગવાને

ઉપલા શ્લોકમાં કહ્યું છે તેજ રીતે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. હવે શ્રીકલ્યાણરાયજીએ શાસ્ત્રનાં બીજાં ઘણાં પ્રમાણો એ શ્લોકની ટીકામાં લખેલાં છે તે સર્વે અહીંઆં લખતા નથી કેમ કે આગલા પ્રસંગમાં આવશે હવે એ ગ્રંથનો પાંચમો શ્લોક કહીએ છીએઃ--

न सर्वोतः प्रवाहाद्धि भिन्नो वेदाच्च भेदतः ।
यदा यस्येति वचनान्नाहं वेदैरितीरणात् ॥ ५ ॥

**અર્થઃ**--મારા ભક્ત સર્વ કોઈ થતા નથી એવું ભગવાને કહ્યું તેથી કરીને મર્યાદા તથા પ્રવાહી જીવોથી એ પુષ્ટિજીવ જુદા છે એવું સિદ્ધ થયું. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે ભગવાન જ્યારે આ જીવ ઉપર કૃપા કરે છે ત્યારે એ જીવની પ્રવૃત્તિ પુષ્ટિભકિત કરવામાં થાય છે અને ભગવાને પણ કહ્યું છે કે હું વેદ-સાધનવડે પ્રાપ્ત થતો નથી એક ભકિતવડે પ્રાપ્ત થાઉં છું. એ રીતે એ મૂળ શ્લોકનો અર્થ. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે કે એ વાર્તા ચતુર્થ સ્કંધ ભાગવતમાં પ્રાચીન બર્હીશ રાજા પ્રતિ નારદજીએ કહ્યું છે તે શ્લોકઃ—

यदा यस्यानुगृह्णाति भगवानात्मभावितः ।
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठितां ॥

**અર્થઃ**—આત્માના પ્રિય એવા જે ભગવાન્ જ્યારે જેના ઉપર કૃપા કરે છે ત્યારેજ તે જીવની બુદ્ધિ, લોક તથા વેદથી બહાર થાય છે એ રીતે નારદજીએ કહ્યું છે. શા ઉપરથી એવું નારદજીને કહેવું પડયું તેનું કારણ અમે અહીંઆં કહીએ છીએ કે પ્રાચીનબર્હીશ રાજા કર્મ માર્ગમાં બહુ આસકત હતા તેણે અનંત યજ્ઞ કર્યા તે એવા કે યજ્ઞ વગર કોઈ ઠેકાણે પૃથ્વી ખાલી રહી નહી એમ કરતાં વૃદ્ધ થયા તો પણ ભગવાનમાં ભકિત ઉત્પન્ન ન થઇ ત્યારે નારદજીએ વિચાર્યું કે આ રાજા કદિ ભગવાનને નહી પામી શકે વાસ્તે એને ભકિતનો ઉપદેશ કરવો કે જેથી એને ભગવાનની પ્રાપ્તિ થાય-એવું મનમાં લાવીને પ્રાચીન બર્હીશ રાજા પાસે આવીને કહ્યું કે હે રાજા તું જે આ પશુહિંસા કરે છે તે સર્વે પશુઓ તારી હિંસા કરશે વાસ્તે તું એ હિંસા છોડી દે અને ભગવાનની ભકિત કર તે ઉપર પુરંજનની કથા કહીને સંભળાવી ત્યારે રાજાને જ્ઞાન થયું અને નારદજીને પુછયું કે હે નારદજી તમે મને કર્મમાર્ગથી છોડાવ્યો તે રીતે આજદીન સુધી મને કોઈ ઋષિએ વાર્યો નહી. ત્યારે નારદજીએ આ શ્લોક કહ્યો કે ભગવાન જ્યારે કૃપા કરે ત્યારે એ જીવની બુદ્ધિ લોક વેદથી બહાર થાય તે વગર થાય નહી એ રીતે કહ્યું તેનું કારણ શું તે કહીએ છીએ. આગળ હિંદુ ધર્મથી ઉલટા

લોકોએ એ વિષે આશંકા કરી હતી કે પુષ્ટિમાર્ગના ત્રીજા મર્મમાં શ્રીદ્વારકેશજી મહારાજે એમ કહ્યું છે કે (लोकवैदिकत्यागशरनगोपीशकौ) તેનો અર્થ તે લોકોએ એવો કરી બતાવ્યો કે લોક તે લોક લાજ અને વૈદિક તે વેદમાગ એ બંનેને મુકીને ગોપીશ કહેતાં શ્રીગુસાંઇજી મહારાજને શરણ જવું એ રીતે દ્વારકેશજી મહારાજે વેદની આજ્ઞા મુકીને મહારાજોને શરણ જવાનું બતાવ્યું છે વાસ્તે એ માર્ગ વેદથી ઉલટો છે એ રીતે લખી જણાવ્યું હતું. તેનો ઊત્તર બીજા પુસ્તકમાં લખેલો છે તેમાં એ મર્મનો અર્થ બતાવેલો છે કે લોક કહેતાં લૌકિક ફળ જે સ્ત્રી પુત્ર ધન ઇત્યાદિક અને વૈદિક કહેતાં વેદમાં કહ્યું જે સ્વર્ગ ફલ તથા મોક્ષ ફલ એ બન્ને ફલને મુકીને ગોપીશ તે ગોપીજનના ઈશ કહેતાં સ્વામી એવા જે શ્રીકૃષ્ણ તેનેજ એક શરણ જવાની મનમાં વાસના રાખવી બીજા કોઈ ફલની વાસના રાખવી નહી એ રીતે એ મર્મનો અર્થ છે તે ઉપર અમે ભાગવતના ઉપલા શ્લોકનું પ્રમાણ આપ્યું કે નારદજીએ પણ એ વાત કહી છે કે ભગવાન જેના ઉપર કૃપા કરે છે તેની બુદ્ધિ લોક વેદથી બહાર થાય છે. એ શ્લોકમાં પણ એજ રીતે કહ્યું છે કે લૌકિક તથા વૈદિક ફલ એ બંને ફલથી બુદ્ધિ બહાર થાય છે એટલે એ બંન ફલને મુકીને એક ભગવાનનીજ શરણ રહેવાની બુદ્ધિ થાય છે એ રીતે લોકવેદથી બુદ્ધિ બહાર થવાનો અર્થ છે. અને ભગવાને પણ ભાગવત તથા ગીતાને વિષે ઘણે ઠેકાણે એમ કહ્યું છે કે नाहं वेदैर्नतपसा दानेन ભગવાને કહ્યું છે કે હું વેદવડે તથા તપશ્ચર્યાવડે તથા દાનવડે પ્રાપ્ત થતો નથી તે ઉપરથી કોઇ પુરૂષે એમ નહી સમજવું કે ભગવાને વેદની આજ્ઞા મુકીને ચાલવાનું કહ્યું છે પણ વેદથી હું પ્રાપ્ત થતો નથી એ રીતે ભગવાને જે શાસ્ત્ર વિષે કહ્યું છે તેના અર્થ એવો છે કે વેદ વિષે કહેલો જે કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ જેટલો મારી ભકિત વિનાનો છે તે વડે હું પ્રાપ્ત થતો નથી; કેવળ મારી ભકિતવડે હું પ્રાપ્ત થઉંછું એવો એનો અર્થ છે તેમજ પુષ્ટિમાર્ગી ગ્રંથોમાં વૈદિક ત્યાગ કરવો લખેલો છે તે ભગવાનની ભકિત વિનાનો જેટલો બીજા દેવતાઓનિમિત સકામ કર્મમાર્ગ કહેલો છે તેનો ત્યાગ કરવો કહેલો છે, કારણ કે ભગવાનના ભકતને લૌકિક ફલ તથા મોક્ષની ઈચ્છા નથી, કેવલ ભગવાનની પ્રાપ્તિ થવાની ઇચ્છા છે. વાસ્તે એને બીજા દેવતાઓને પામવા નિમિત્ત વેદમાં કહેલો જે કર્મમાર્ગ તેને કરવાની જરૂર નથી અને તે કર્મમાર્ગ કરવાની ભગવાનેજ વેદમાં ના કહેલી છે તે ઉપરથી કોઇ પુરુષે એવું ન સમજવું કે વેદ આજ્ઞા ઉલ્લંઘન કરવાનું ભગવાને તથા આચાર્યોએ કહ્યું છે. વેદમાં જેટલી આજ્ઞા સર્વને પાળવાની કહી છે તે સર્વ લોકોએ પાળવી, તેનો ત્યાગ ભગવાને તથા આચાર્યોએ કરવો કહ્યો નથી. વેદમાં

વર્ણુ । ર્મની રીત તથા ધર્મ આચાર શુદ્ધતાની રીત તથા ભગવાનના સેવનની રીત તથા જનોઈ તથા પરણવાની રીત એ સર્વ રીતો ભક્તિમાર્ગના પુરુષોને અને હિંદુ બ્રાહ્મણોને પાળવાની વેદમાં અને શાસ્ત્રમાં કહી છે. જો એ રીતે ન ચાલે અને વેદની આજ્ઞા ઉલ્લંઘન કરીને પોતાની નજરમાં આવે તેમ ચાલે તો ધર્મ તથા આચારથી ભ્રષ્ટ થઈ જાય અને વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ થાય તેથી મર્ણાતે તે જીવનો જન્મ નીચ જાતમાં થાય અને નર્કનો દંડ થાય વાસ્તે ભાગવતાદિ શાસ્ત્રો વિષે જ્યાં જ્યાં ભગવાને એ રીતે કહ્યું હોય કે હું વેદવડે પ્રાપ્ત થતો નથી તે ઠેકાણે એવો અર્થ સર્વ ભક્તિમાર્ગના લોકોએ સમજી લેવો કે ભક્તિ વગરનો જેટલો અન્ય દેવતાઓ નિમિત્ત સકામ કર્મમાર્ગ વેદમાં કહેલો છે તે વડે ભગવાને પોતાની પ્રાપ્તી થવાની ના કહેલી છે વાસ્તે તે કર્મમાર્ગનો ભક્તિમાર્ગના લોકોને આચરણ કરવાની વેદ તથા શાસ્ત્રમાં ના કહી છે તે ઉપરથી કર્મમાર્ગના બ્રાહ્મણો એમ કહે છે કે, ભક્તિમાર્ગના લોકો વેદથી ઉલટા ચાલે છે એ રીતે શાસ્ત્રને જાણ્યા વગર લોક ચાહે તેમ ભક્તિમાર્ગના લોકોને કહે છે તો કહો પણ શાસ્ત્રજ્ઞ લોકો તો એમ કદી કહેનાર નથી અને એવા સકામ કર્મમાર્ગને વેદ તથા સર્વે પુરાણોમાં ઠામ ઠામ કનિષ્ટતા કહી છે. ભગવાનના ભક્તિમાર્ગની સર્વ ઠેકાણે શ્રેષ્ઠતા કહેલી છે તેથી શાસ્ત્રથી ઉલટા લોકોના બોલવાને કાંઇજ પ્રમાણ નથી. કેવળ અદેખાઇથી બોલે છે. એ વાર્તા શાસ્ત્રઉપરથી સાફ જણાય છે. જેટલી વાર્તા તેઓ અદેખાઇથી બોલે છે તેટલી વાર્તા અમે આગલા પુસ્તકોમાં શાસ્ત્રના વચનથી બતાવી આપી છે તે ઉપરથી સર્વેના જાણવામાં આવ્યું છે વાસ્તે પુષ્ટિમાર્ગના ગ્રન્થોમાં "લોક વૈદિકત્યાગ"નો અર્થ એવો છે કે લૌકિક ફળ તથા વૈદિક ફળ એ બન્ને ફળની ઇચ્છા પુષ્ટિમાર્ગના જીવોને ન રાખવી. કેવળ ભગવાનનીજ શરણ જવાની ઇચ્છા રાખવી અને જે ભગવાનના શરણ માર્ગના જે જે કર્મ વેદમાં કહેલાં છે તે નિષ્કામપણે કરવાં અને વેદના સકામ કર્મનો ત્યાગ કરવો એનું નામ વૈદિક ત્યાગ છે. પણ લોકશબ્દે કરીને લોકલાજ મુકીને ચાલવું એવો અર્થ ક્યાંઈ કહેલો નથી. પણ અદેખા લોક તેનો એવો અર્થ કરે છે કે લોકલાજ મુકીને ચાલવું પુષ્ટિમાર્ગમાં કહ્યું છે તે પુષ્ટિમાર્ગમાં કીયા લોક વસ્ત્ર વગર નાગા થઇને નાચ્યા અથવા ચાલ્યા એવો કોઇ પણ જોવામાં આવ્યો નથી અને એ વાર્તા વિચારથી પણ ઉલટી છે, કારણ કે નાગા થઇને નાચવું એ કેવળ બેશરમીની રીત છે અને નગ્ન થઇને એક ડગલું પણ ભરવાનો દોષ શાસ્ત્રમાં કહેલો છે, તેમ નાગા થઇને ખાવાનો પણ દોષ કહેલો છે અને ન્હાવાનો પણ દોષ કહેલો છે. નાગા થઇને કોઇપણ શુભ ક્રિયા કરે તો તે ક્રિયાનુ ફળ થતું નથી એવું શાસ્ત્રમાં કહ્યું છે. એ રીતે લોકરીતથી વિરૂદ્ધ અને શાસ્ત્રથી વિરૂદ્ધ એ બન્ને રીતથી વિરૂદ્ધ છે. તે ધર્મ માર્ગ અને

શાસ્ત્રમાર્ગના ચલાવનાર જે આચાર્યો તે કહેજ નહી અને કદાચ એમ કહે તો તેનો માર્ગ ચાલે પણ નહી. વાસ્તે લોકત્યાગનો અર્થ જે ઉપર બતાવ્યો છે તેજ સમજવો. અને વૈદિક ત્યાગનો અથ તે વેદના સકામી કર્મ કરવાનો ત્યાગ સમજવો. વેદના સકામીક કર્મ ત્યાગ કરવાનું વેદ, ગીતા, અને ભાગવત વિષે ઠામ ઠામ કહ્યું છે. પણ વેદની જે વર્ણાશ્રમ ધર્મ વિગેરે બીજી આજ્ઞાઓ છે તે ત્યાગ કરવા વિષે શાસ્ત્રમાં તથા આચાર્યોના ગ્રન્થોમાં કોઇ ઠેકાણે કહી નથી. કારણ કે વેદમાર્ગની પ્રવર્તી કરાવનાર જે પુરુષ છે તેનુંજ નામ શાસ્ત્ર વિષે આચાર્ય કરીને કહ્યું છે. જો આચાર્ય થઇને વેદમાર્ગને ત્યાગ કરવાની આજ્ઞા કરે તો તે આચાર્ય કહેવાય નહિ એવો શાસ્ત્રનો નિયમ છે. જે વિદ્યા ભણાવે તેજ મેહેતાજી કહેવાય અને વેદમાર્ગ શીખવે તે આચાર્ય કહેવાય. એ રીતે સર્વેના નામ કાર્ય ઉપર પડેલાં છે અને સર્વ નિર્ણય પ્રકરણ નિબંધમાં પણ આચાર્યે કહ્યું છે કે, વેદથી જરા વિરૂદ્ધ ચાલે તે અધર્મ કહેવાય અને તે ચાલનારને નર્કનો દંડ થાય એ રીતે શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે. વાસ્તે વેદઆજ્ઞા ઉલ્લંઘન કરવાની શ્રીમહાપ્રભુજીએ મના કરેલી છે અને વેદનું સ્વરૂપ સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે એમ કહેલું છે. તે ઉપરથી સાફ સિદ્ધ થાય છે કે પુષ્ટિમાર્ગમાં વેદરીતનો ત્યાગ જરાપણ કહેલો નથી અને શ્રીમહાપ્રભુજીનો વંશ આજદિન સૂધી વેદોક્ત કર્મ સંધ્યા, ગાયત્રી, હોમ, હવન અને શ્રાદ્ધાદિક સર્વ વેદ પ્રમાણે કરતા ચાલ્યા આવે છે તે ઉપરથી પણ સાફ સિદ્ધ થાય છે કે અદેખા લોકોની વાત દેખીતી ખોટી છે અને આગલા શ્લોકમાં શ્રીકલ્યાણરાયજીએ વેદનું સ્વરુપ સાક્ષાત્ ભગવાનનું છે એમ બતાવેલું છે તે આગલા પ્રસંગમાં આવશે. એ રીતે કર્મ માર્ગની આશંકા એ ટીકાની વચ્ચે આવી હતી તે અમારે બતાવવી પડી. કેમ કે તે ન બતાવીએ તો શાસ્ત્ર વિશે અજાણ્યા લોક વૈદિક ત્યાગનો અર્થ જુદીજ રીતે શાસ્ત્રથી ઉલટો સમજે. વાસ્તે ટીકાની વચ્ચેજ અમારે લખવું પડ્યું. હવે ઉપલા શ્લોકની ટીકા શ્રીકલ્યાણરાયજીની કરેલી કહેવી રહી ગઈ છે તે હવે પછી કહીએ છીએ કે પ્રવાહ માર્ગથી પુષ્ટિમાર્ગ જુદોજ છે અને વેદ સાધનવડે હું પ્રાપ્ત થતો નથી એ રીતે ભગવાને વેદમાં કહ્યું છે તે ઉપરથી પણ સિદ્ધ થયું કે મર્યાદામાર્ગથી પણ પુષ્ટિમાર્ગ જુદો છે અને ગીતાજીમાં અ. ૧૧–૫૪ માં પણ ભગવાને કહ્યું છે કે હું એક અનન્ય ભકિતવડે પ્રાપ્ત થઉં છું તે શ્લોકઃ——

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥**

**અર્થઃ**——હે અર્જુન ! મને જાણવાને તથા મારા દર્શન કરવાને અને મને પામવાને તો એક અનન્ય ભકિતથી આ જીવ શક્ય છે બીજે પ્રકારે શક્ય નથી.

**श्लोकः–मार्गैकत्वेऽपि चेदंत्यौ तनू भक्त्यागमौ मतौ।**
**न तद्युक्तं सूत्रतो हि भिन्नो युक्त्या हि वैदिकः ॥८॥**

पदानि–मार्गैकत्वे[१] अपि[२] चेत्[३] अंत्यौ[४] तनू[५] भक्त्यागमौ[६] मतौ[७] न[८] तत्[९] युक्तं[१०] सूत्रतः[११] हि[१२] भिन्नः[१३] युक्तया[१४] हि[१५] वैदिकः[१६]

सान्वयपदार्थः–मार्गैकत्वे[१] ( પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા, એ ત્રણે ) માર્ગની એકતા વિષે अपि[२] પણ अंत्यौ[४] છેલા ( પ્રવાહ અને મર્યાદા, એ) બન્ને માર્ગ. भक्त्यागमौ[६] ભક્તિનો જેનાથી આગમ (દેખાવું અથવા પ્રાપ્તિ) હોય છે એવા (અને તેથીજ) तनू[५] ( પુષ્ટિમાર્ગના ) અંગભૂત છે, એમ चेत्[३] જો (તમે) मतौ[७] માનેલા હોય તો तत्[९] તે ( અંગપણું અને ભક્તિના હેતપણું માનવું ) युक्तं[१०] યોગ્ય न[८] નથી. हि[१२] કારણ કે वैदिकः[१६] વૈદિકમાર્ગ (અને સર્ગ એ) सूत्रतः[११] ( જૈમિની ) સૂત્રથી ( અને ) युत्तया[१४] યુક્તિવડે हि[१५] નિશ્ચયે કરીને भिन्नः[१३] ( પુષ્ટિમાર્ગથી ) જુદા છે.

ટીકા–આ શ્લોકમાં આપ શ્રીમહાપ્રભુજી, પોતેજ વાદીના તરફથી શંકા કરીને પ્રમાણ, તથા યુક્તિથી તેનું નિરાકરણ કરે છે કે, પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા, એ ત્રણે માર્ગની એકતા બાબતમાં પણ, છેલા મર્યાદા અને પ્રવાહ એ બન્ને માર્ગને, ભક્તિના હેતુરૂપ અને પુષ્ટિમાર્ગના અંગભૂત, માનતા હો, તોતે, ભક્તિના હેતુપણું અને અંગપણું માનવું યોગ્ય નથી. કારણ કે વેદોક્ત માર્ગ અને સર્ગ, એ જૈમિની સૂત્રથી,

એ રીતે કેવળ ભક્તિવડેજ ભગવાનના દર્શન અને ભગવાનની પ્રાપ્તી ભગવાને કહી છે. બીજા કોઈ સાધનથી કહી નથી. વાસ્તે ભકિત છે તેજ પુષ્ટિભક્તિનું સાધન છે અને ભકિત અને બીજા વેદ સાધનોમાં ઘણો ભેદ છે. માટે વેદથી એટલે કર્મ માર્ગથી અને વેદોકત મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગીય ભકત જુદા જ છે. એ વાત શાસ્ત્રથી સિદ્ધ થઈ. એમાં કોઇ વાદી આ શંકા લાવે તેનો ખુલાસો શ્રીમહાપ્રભુજી આગલા શ્લોકમાં કરે છે.

અને યુક્તિવડે એટલે दैवि संपद्विमोक्षाय ઇત્યાદિ શ્રીગીતાજીના વચનોએ કરીને દેવ સર્ગને મોક્ષરૂપ ફળ, અને આસુર સર્ગને બંધ શેષ કહેલ છે, તેથી એવું સિદ્ધ થાય છે કે, બન્ને માર્ગ જુદા છે. જો, એમ–જુદા નહી હોત, તો શ્રીભગવાન્ પ્રવાહમાર્ગમાં પણ ભક્તિશેષ ( ફળ ) કહેત પણ તેમ કહ્યું નથી એવી સપ્રમાણ યુક્તિએ કરીને પણ વૈદિક માર્ગ અને સર્ગ એ પુષ્ટિમાર્ગથી જુદા છે.

मार्गैकत्वेऽपि चेदंत्यौ तनू भक्त्यागमौ मतौ ।
न तद्युक्तं सूत्रतो हि भिन्नो युक्त्या हि वैदिकः ॥ ६ ॥

**અર્થઃ**—વાદીએ આશંકા કરી કે પ્રવાહ અને મર્યાદામાર્ગ ઘણા વહેવાર સૂધીના સાધકત્વ છે વાસ્તે ભક્તિને સાધવાના ઉપયોગી છે તેથી ભક્તિના અંગ છે એવું સિદ્ધ થાય છે. તેનો ઉત્તર શ્રીમહાપ્રભુજી આ શ્લોકમાં કહે છે કે પ્રવાહ તથા મર્યાદામાર્ગને ભક્તિનું અંગપણું નથી. જો એ બંને માર્ગને ભક્તિનું અંગપણું હોય તો ભક્તિની પેઠે મુખ્ય ફળ સાધક એ થાય. પણ મુખ્ય ફળ સાધક એ બંને માર્ગને વ્યાસસૂત્ર તથા સાંડીલ્યસૂત્રમાં કહ્યા નથી કેમ કે વ્યાસસૂત્રમાં વ્યાસે મર્યાદા ભક્તિમાર્ગવાળાને મોક્ષ ફળ મળે છે એવું કહ્યું છે અને ભક્તિ મીમાંસામાં સાંડીલ્યસૂત્રમાં પુષ્ટિભક્તિવડે ભગવાનની પ્રાપ્તિરૂપી ફળ કહ્યું છે અને વ્યાસસૂત્રમાં પણ પુષ્ટિભક્તિવડે ભગવાનની પ્રાપ્તી-રૂપી ફળ કહ્યું છે એ ઉપરથી સાફ જણાય છે કે પ્રવાહ અને મર્યાદા એ બન્ને જન્માદિ સંસ્કાર અને સ્વર્ગાદિક ફળને સાધવાવાળા છે. એ રીતે પરંપરાના નિમિત કારણે કરીને ભક્તિને સાધકત્વ એ બન્નેને આવતું નથી. જો મર્યાદામાર્ગ અને ભક્તિમાર્ગ એક હોય તો મર્યાદામાર્ગથીજ ભક્તિનું ફળ થાય પણ શાસ્ત્રમાં તેમ કહ્યું નથી સ્વર્ગ મોક્ષ ફળને વૈદિક માર્ગ આપનારૂં કહ્યું છે તેથી સાફ સિદ્ધ થાય છે કે મર્યાદામાર્ગ કરતાં પુષ્ટિમાર્ગ જુદોજ છે અને પ્રવાહ માર્ગને તો અલૌકિક ફળ આપનારૂં શાસ્ત્રમાં કહ્યુંજ નથી વાસ્તે એ માર્ગથી તો પુષ્ટિમાર્ગ જુદોજ છે વાસ્તે એ બંને માર્ગને પુષ્ટિમાર્ગનું અંગપણું આવી શકતું નથી. એ રીતે શ્રીકલ્યાણરાયજીએ આ શ્લોકની ટીકામાં કહ્યું છે તે સંક્ષેપમાં કહ્યું છે તેથી પ્રવાહમાર્ગીય તથા મર્યાદામાર્ગીય જીવોના મનમાં એવી આશંકા રહી આવશે કે પુષ્ટિભક્તિમાર્ગના જીવ અને મર્યાદામાર્ગના જીવ એ બન્ને એકજ પ્રકારથી નવધા ભક્તિ કરે છે. જે રીતે વેદમાં પૂજન કરવું કહ્યું છે તે રીતે પૂજન કરે છે અને નામ સ્મરણ અને હરિની લીલાનું ગાન પણ કરે છે વાસ્તે પુષ્ટિ-માર્ગમાં અને મર્યાદામાર્ગમાં ફેર કાંઈજ નથી. કેવળ પોતાના માર્ગની બડાઈ કરે

છે અને મર્યાદામાર્ગવાળા ઇંદ્રિઓનું દમન કરવા સારૂ તપ તથા વ્રત તથા યોગા-ભ્યાસ કરે છે. ઘરનો ત્યાગ કરીને વનમાં વાસ કરે છે એવું કષ્ટ ભગવાનને પામવા સારૂ કરે છે અને પુષ્ટિમાર્ગના જીવ ગ્રહસ્થાશ્રમમાં રહે છે અને ખાનપાન સ્વસ્ત્રી પુત્રાદિકનું સુખ ભોગવે છે. એવા જીવોને શાસ્ત્ર વિષે શ્રેષ્ટતા કહી હોય એ વાત કોઇના મનમાં ઉતરે તેવું નથી. કેવળ તેઓ પોતાના માર્ગની બડાઇ કરે છે. એવી જો કોઇના મનમાં આશંકા આવશે તો તેનો ઉત્તર શાસ્ત્ર પ્રમાણે બતાવીએ છીએ. વ્યાસસૂત્ર અને શાંડીલ્યસૂત્રનું પ્રમાણ તો ટીકામાં કહ્યું છે કે મર્યાદા ભક્તિ અને પુષ્ટિભક્તિના ફળમાં ભેદ છે. હવે ભાગવતનું પ્રમાણ કહીએ છીએ. એકાદશસ્કંધ અધ્યાય ૨૪ શ્લોક ૧૩-૧૪ માં ભગવાને કહ્યું છેઃ—

त्रैलोक्यां गतयःसर्वाःकर्मणां त्रिगुणात्मनाम् ॥
योगस्य तपसश्चैव न्यासस्य गतयो मलाः ।
महर्जनःतपः सत्यं भक्तियोगस्य मद्गतिः ॥

**અર્થ**:—ત્રણ ગુણના કર્મે કરીને ત્રણ લોકમાં પ્રાણી માત્રની ગતી થાય છે. તેમાં યોગાભ્યાસી અને તપસ્વી અને ત્યાગી તે સંન્યાસી એ ત્રણ જણને ઉપલા સ્થાનોમાં ગતી થાય છે; તેમાં યોગાભ્યાસીને મહરલોક તથા જનલોકની પ્રાપ્તિ થાય છે અને તપસીને તપલોકની પ્રાપ્તિ અને સંન્યાસીને સત્ય તે બ્રહ્માજી જે સ્થાનમાં રહે છે તે સ્થાનની પ્રાપ્તિ થાય છે. મારી ભક્તિ કરનારને મારૂં સ્થાન જે વૈકુંઠ તેની પ્રાપ્તિ થાય છે. એ રીતે યોગાભ્યાસી, તપસી અને સંન્યાસીને બ્રહ્માજીના સ્થાન સૂધીની પ્રાપ્તિ કહી અને ભક્તિ કરનારને પોતાની પ્રાપ્તિ કહી એ ઉપરથી વિચાર કરતાં માલુમ પડે છે કે યોગાભ્યાસાદિક સાધન-માં ભક્તિપણું હોત તો ભગવાન તે જીવોને પોતાની પ્રાપ્તિ થવાનું કહેત. પણ તે જીવોને બ્રહ્માના સ્થાન સૂધીની પ્રાપ્તિ કહી છે અને ગીતાજી અ. ૮-૧૬ માં ભગવાને કહ્યું છે કે બ્રહ્માજીના સ્થાન સૂધી જે જીવ પ્રાપ્ત થાય છે તે જીવ પૃથ્વીમાં ફરી જન્મ પામે છે તેને મોક્ષ થતો નથી તે શ્લોકઃ—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुनः ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥

**અર્થ**:—હે અર્જુન ! જે જીવ બ્રહ્માના સ્થાન સૂધી જાય છે તે જીવ પૃથ્વીમાં ફરી જન્મ પામે છે મોક્ષ પામતા નથી. પણ જે જીવ મારા સ્થાનને પામે છે તે જીવ પૃથ્વીમાં ફરી જન્મ પામતા નથી એ રીતે યોગાભ્યાસી તથા તપસી તથા સંન્યાસીને મોક્ષની પ્રાપ્તિ કહી નથી તો ભગવાનની પ્રાપ્તી તો મોક્ષ ફળ કરતાં પણ કઠણ છે તે ક્યાંથી હોય ? એ રીતે શાસ્ત્રમાં સાફ કહ્યાં

છતાં પણ મર્યાદામાર્ગીય જીવોનું મન ભક્તિ કરવા ઉપર થતું નથી તેનું મુખ્ય કારણ એજ છે કે ભગવાને તે જીવોને તેજ સ્થાનોમાં રહેવાને સૃજ્યા છે કારણ કે ભગવાનને તો ચૌદે લોકમાં વસ્તી રાખવી છે અને બ્રહ્માંડની સ્થિતી ઘણા વર્ષ સૂધી ચલાવવી છે વાસ્તે તેઓનું મન ભક્તિ કરવા ઉપર લાગતું નથી ઈશ્વરેચ્છા બલીષ્ટ છે તેથી ભક્તિને તેઓ તુચ્છ માને છે અને ભગવાનના સાક્ષાત સેવનને મૂર્તી સેવન માને છે વાસ્તે તેઓના મનનો અનાદર જોઇને ભગવાન તેઓને પોતાની ભક્તિ આપતા નથી કે બીજું કારણ તેઓને ભક્તિમાં નહી પ્રવર્તવાનું જાણવું એ ઠેકાણે કદાચ કોઈ એવી આશંકા કરશે કે યોગાભ્યાસમાં તે જીવ ભગવાનનું ધ્યાન કરે છે વાસ્તે યોગાભ્યાસ એ સ્મરણભક્તિનું અંગ છે. તેમ તપ પણ ભગવાનને મળવાની ઉદ્દેશથી કરે છે અને સંન્યાસી તો પોતેજ નારાયણનું સ્વરૂપ કહેવાય છે તેમ ગીતાજીમાં જ્ઞાનીને પણ પોતાનો આત્મા કહ્યો છે. એ સર્વેમાં ભક્તિ રહી છે વાસ્તે ભક્તિના અંગ એ સાધન કેમ નહી? એ રીતે મન કલ્પનાથી કોઇ આશંકા કરશે તો તેનો ઉત્તર ન્યાય પ્રમાણે કહીએ છીએ કે ભક્તિ તે સ્નેહનું નામ છે. અન્ય સાધનવાળામાં સ્નેહ છે તે કેવળ મતલબનો સ્નેહ છે. કોઇ તો સ્વર્ગસુખ સારૂ અને કોઇ તો મોક્ષસુખ સારૂ સાધન કરે છે. ભગવાનનું પરલોકમાં સેવન મળે તે સારૂ સાધન કરતો નથી તેનું સાધન તો નવધા ભક્તિ છે તેજ નવ અંગ ભક્તિના છે. બીજાં સાધન ભક્તિના અંગ નથી તે વાત શાસ્ત્ર પ્રમાણે અમે ઉપર બતાવી આપી છે. હવે એ ઠેકાંણે કોઇ એવી આશંકા કરશે કે મર્યાદામાર્ગવાળા એ નવધા ભક્તિ કરે છે તેમ પુષ્ટિમાર્ગવાળા નવધા ભક્તિ કરે છે અને એકજ ભગવાનની ભક્તિ સૌ કરે છે. એવા મર્યાદામાર્ગીભક્ત તો ભગવાનને પામે છે અને તમે તો એમ કહોછો કે તે જીવ ભગવાનને પામતા નથી તેને પ્રમાણ શું? એવી આશંકા કરશે તેનો ઉત્તર એ છે કે નવધા ભક્તિ કરનારની ઇચ્છામાં ઘણા પ્રકારના ભેદ છે તેથી તે ભક્તિ ઘણા પ્રકારની છે એમ કપીલદેવે તૃતીયસ્કંધમાં કહ્યું છે. મર્યાદામાર્ગીય જીવ જે નવધાભક્તિ કરે છે તે ચાકરની પેઠે ચાકરી કરે છે અને નિર્ગુણ માર્ગની રીતની જે ભક્તિ શાસ્ત્રમાં કહી છે તે પતિવ્રતા સ્ત્રી જેમ પતિનું સેવન કરે છે તેવી તેઓની ભક્તિ છે. હવે ચાકરમાં અને પતિવ્રતા સ્ત્રીના સેવનમાં કેટલો તફાવત છે તેનો સર્વે વીચીક્ષણ લોકોએ વિચાર કરીને જોવું. ચાકર તો બતાવ્યા પ્રમાણે હરેક કામ શેઠનું કરીને ઉભો રહેશે તેમાં તે શેઠને સુખ થાઓ અથવા દુઃખ થાઓ અથવા શેઠનું કામ બગડો અથવા સુધરો તે વાતની ચિંતા ચાકરના મનમાં જરા પણ આવતી નથી કેમ કે તે તો બતાવ્યા પ્રમાણે કામ કરે છે પણ પતિવ્રતા સ્ત્રી તો ધણીને સુખ થશે તેજ કામ કરશે. ધણીને દુઃખ થવાનું હશે તો તે કામ કદિ કરનાર નથી

કેમ કે સ્નેહમાં અને ચાકરીમાં ઘણો ફેર છે. સ્નેહવાન પુરૂષ પોતાના મિત્રને સંકટ વખતે જોરાવરીથી પ્રાણ આપે છે અને ચાકર તો નહી ચાલતેજ પોતાની વગર ઇચ્છાથી પ્રાણ આપે છે એ બંને જણ પ્રાણ આપે છે તથાપિ બંનેના સ્નેહમાં ઘણોજ તફાવત છે અને ધણી પણ સ્નેહ પ્રમાણે મિત્રનો ઉપકાર માને છે તેવો ચાકરનો માનતો નથી. તે રીતે મર્યાદામાર્ગીય જીવો ભગવાનની નવધા ભક્તિ કરે છે પણ તેઓની ભક્તિમાં સ્નેહપણું જરા નથી કારણ કે ભક્તિ નામ સ્નેહનું છે અને મર્યાદામાર્ગીય લોકો ભક્તિ કરે છે તે કર્મમાર્ગની રીતથી કરે છે ભક્તિમાર્ગની રીતથી કરતા નથી વાસ્તે તે ભક્તિમાં જરા સ્નેહ વાછલતા છે નહી કેમ કે કર્મમાર્ગની રીતમાં શીયાળો હોય તો પણ શીતલ જળથી સ્નાન કરાવવું કહ્યું છે તે પ્રમાણે તેઓ કરે છે પણ ભક્તિમાર્ગની રીતમાં તો (**यथादेहे तथादेवे**) જેમ દેહની વાછળતા રાખી દેહની સેવા કરવી તેમ ભગવાનની સેવા કરવી કહી છે વાસ્તે નવમસ્કંધ ભાગવત અ. ૪–૬૬ શ્લો. માં ભગવાને કહ્યું છે કેઃ—

**वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ।**

મારા ભક્ત મને ભક્તિવડે વશ કરીને રાખે છે. જેમ પતિવ્રતા સ્ત્રીને સત્યવાદીપતિ વશ થઇને રહે છે તે રીતે એ ભક્ત મને સ્નેહવડે વશ કરે છે એ શ્લોકમાં સેવા વિષે પતિવ્રતા સ્ત્રીની સેવાનું દૃષ્ટાંત આપ્યું છે અને તે સેવાને માનનાર સત્યવાદીપતિ કહ્યો છે. તેનું કારણ એ છે કે અસત્યવાદીપતિ હોય તો પતિવ્રતા સ્ત્રી કેટલી પણ તેની સેવા કરે પણ તે સેવાને તે અસત્યપતિ ખાતરમાં લાવતો નથી. ભગવાન કહે છે કે તેવો હું નથી. હું સત્યપતિ છું. વાસ્તે તેની પતિવ્રતાપણાની સેવા જોઇને હું તેને વશ થઈ જાઉં છું એ રીતે કહ્યું છે. વાસ્તે પુષ્ટિમાર્ગના સેવનમાં અને મર્યાદામાર્ગનાં સેવનમાં તથા સ્મરણમાં તથા ગાનમાં ઘણોજ તફાવત છે. તે તફાવતને સિદ્ધાન્તરહસ્ય ગ્રંથની ટીકામાં વિસ્તારથી એકેક સેવન અને સ્મરણ તથા ગાનનો ભેદ બતાવ્યો છે અને હાલમાં સર્વેના જોવામાં પણ આવે છે કે પૂજામાર્ગીય લોકોને કશી વાછલતા પૂજનમાં નથી અને ભગવાનના શ્રીઅંગનું જ્ઞાન પણ નથી અને સ્વરૂપમર્યાદા પણ નથી. તેથી પરદેશમાં તેમનાં ઇષ્ટદેવને કંડીઆમાં બંધ કરીને તે કંડીઓ ઘોડાની ખુરજીમાં નાખીને તે ઉપર પોતે ચડી બેસે છે. હવે જુવો કે તેઓને પોતાના ઇષ્ટ વિષે કેટલો અનાદર છે. જે ભગવાન ત્રૈલોકના નાથ અને શિવ બ્રહ્માદિક જેનું સેવન કરે છે જે એવા મ્હોટા અને આપણા પ્રાણને પોષણ કરનાર જેમનું શ્રીઅંગ અત્યંત કોમળ શાસ્ત્ર વિષે વર્ણન કરેલું છે એવા પ્રભુને પગની ઠોકર નીચે રાખવા એ સ્નેહ કેવો ?!! એ ઉપરથી વિચાર કરતાં

**શ્લોકઃ-जीवदेहकृतीनां च भिन्नत्वं नित्यता श्रुतेः ।**
**यथा तद्वत्पुष्टिमार्गे द्वयोरपिनिषेधतः ॥७॥**

पदानि–जीवदेहकृतीनां[1] च[2] भिन्नत्वं[3] नित्यता[4] श्रुतेः[5] यथा[6] तद्वत्[7] पुष्टिमार्गे[8] द्वयोः[9] अपि[10] निषेधतः[11]

સાન્વયપદાર્થઃ-यथा[6] જેમ पुष्टिमार्गे[8] પુષ્ટિમાર્ગમાં અથવા પુષ્ટિમાર્ગ સંબંધિ जीवदेहकृतीनां[1] જીવ દેહ અને તેમની કૃતિનું भिन्नत्वं[3] ભિન્ન (જુદા) પણું श्रुतेः[5] શ્રુતિથી (સિદ્ધ થાય છે) तद्वत्[7] તેમ (જ) नित्यता[4] નિત્યપણું च[2] પણ (શ્રુતિથીજ સિદ્ધ થાય છે. એ રીતે, द्वयोः[9] પ્રવાહ અને મર્યાદા એ બન્નેને અથવા બન્નેમાં अपि[10] પણ निषेधतः[11] (સુખે કરીને ભગવત્પ્રાપ્તિનો નિષેધ છે,) તેથી (તેને પુષ્ટિમાર્ગથી જુદાપણું સિદ્ધ થાયછે.)

ટીકા–બીજા માર્ગના જીવ, દેહ અને કૃતિયોથી, જેમ, પુષ્ટિમાર્ગમાં (અથવા પુષ્ટિમાર્ગ સંબંધિ) જીવ, દેહ અને તેમની ક્રિયાનું જુદાપણું શ્રુતિથી સિદ્ધ થાય છે; તેમજ (તેના જીવ, દેહ અને ક્રિયાનું) નિત્યપણું પણ, (શ્રુતિથીજ સિદ્ધ થાય છે. અને) પ્રવાહ તથા મર્યાદા એ બન્નેમાં સુખે કરીને ભગવત્પ્રાપ્તિ થતી નથી, ( તેથી, તે માર્ગો પુષ્ટિમાર્ગથી જુદા છે એવું સિદ્ધ થાય છે. )

---

સર્વેને માલુમ પડી આવશે કે મર્યાદામાર્ગમાં અને પુષ્ટિમાર્ગમાં ઘણોજ તફાવત છે એ રીતે મર્યાદા તથા પુષ્ટિમાર્ગની ભક્તિનો ભેદ શાસ્ત્રનાં વચનથી તથા સદ્‌બુદ્ધિના વિચારથી અમે બતાવ્યો છે તેને સદ્‌બુદ્ધિવાળા તો સમજી શકશે. હવે આ ગ્રંથનો ૭ મો શ્લોક કહીએ છીએઃ—

जीवदेहकृतीनां च भिन्नत्वं नित्यता श्रुतेः ।
यथा तद्वत्पुष्टिमार्गे द्वयोरपिनिषेधतः ॥ ७ ॥

**અર્થઃ**—જીવ, દેહ અને ક્રિયા એ ત્રણે પ્રકારના જીવોની જુદાઈ છે અને વેદને વિષે જીવ સદા અમર કહેલો છે વાસ્તે જીવની સ્થિતિ સદા છે તેમજ વેદને વિષે પુષ્ટિમાર્ગમાં મર્યાદા તથા પ્રવાહમાર્ગના સાધન તથા ફળનો

નિષેધ કરેલો છે એ મૂળ શ્લોકનો અર્થ છે. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે કે જેમ વેદને લૌકિક વચનની સમાનતા નથી વાસ્તે અલૌકિકપણે કરીને પણું વેદને નિત્યતા છે કેમકે પુરાણોમાં કહ્યું છેઃ-

**स्वयंभूरेषभगवान् वेदोगीतस्त्वयापुरा ।**
**शिवाद्या ऋषिपर्यंताः स्मर्तारोस्यकारकाः ॥**

**અર્થઃ**—વેદ છે તે સાક્ષાત ભગવાનનું સ્વરૂપ છે અને ભગવાને પોતે કહેલા છે. શિવ, બ્રહ્માજીને આદિ લઇને ઋષિઓ પરિયંત સર્વે વેદનું સ્મરણ કરીને વેદના કહેનારા છે પણ વેદના કરનારા નથી. વેદના કર્તા તો એક ભગવાન છે. એ રીતે ભાગવત ષષ્ટમ સ્કંધમાં પણ કહ્યું છેઃ-

**वेदोनारायणः साक्षात्स्वयंभूरिति शुश्रुम ।**

**અર્થઃ**—વેદ જે છે તે સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે અને ભગવાન થકી પ્રકટ થયેલું છે એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે માટે વેદના સર્વે વચન છે તે અલૌકિક છે તેથી લૌકિક વચનથી જુદા છે અને ભગવાનની લીલાનું પ્રતિપાદનકર્તા છે તે વિષે શ્રુતિઓ ટીકામાં લખી જણાવી છે. અમે અહીં લખતા નથી તેમજ શ્રીભાગવત દશમસ્કંધને વિષે કહ્યું છે કેઃ-

**जयति जननिवासो देवकी जन्मवादो ।**

ઇત્યાદિ વચનોમાં કહ્યું કે સર્વ પ્રાણી માત્રમાં નિવાસ છે જેનો એવા જે પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર તે દેવકીજીથી પ્રકટ થયા એ કહેવા માત્ર છે. પ્રકટ થયા પણ એ ભગવાનથીજ આ જગત્ આખું પેદા થયું છે અને પ્રભુ સર્વેમાં બીરાજે છે તેમ દેવકીજીમાં બીરાજે છે તે બહાર પ્રકટ થઇને દર્શન આપ્યાં માટે દેવકીજીથી જન્મ થયો એ વાદ માત્ર છે. એ રીતે શ્રીભાગવતમાં કહ્યું છે. એ રીતે એ પ્રભુની રમણયોગ પુષ્ટિ સૃષ્ટિ જે ગોપાદિક તે નિત્ય છે એ રીતે એ સૃષ્ટિ નિત્ય છે અને એમનું મન, જીવ, દેહ તથા ક્રિયા તે પણ નિત્ય છે અને મર્યાદા તથા પ્રવાહીથી એ સૃષ્ટિ જુદી છે વાસ્તે બંનેનો નિષેધ શાસ્ત્ર વિષે પુષ્ટિમાં કરેલો છેઃ-

**सहजहाति मति लोंके वेदेच परिनिष्ठितां ।**

ભાગવત ચતુર્થ સ્કંધમાં નારદજીએ કહ્યું છે કે જેના ઉપર ભગવાન્ કૃપા છે તેની બુદ્ધિ લોક વેદથી બહાર જાય છે એનું વ્યાખ્યાન ગયા માસના પુસ્તકમાં વિસ્તારીને લખેલું છે માટે અહીં સંક્ષેપથી કહીએ છીએ કે લોક વેદથી બહારની બુદ્ધિનો અર્થ એ છે કે લોક શબ્દે કરીને ધન પુત્રાદિક લૌકિક ફળ વેદ શબ્દેકરીને વેદમાં કહ્યા જે સ્વર્ગ મોક્ષાદિક ફળ એ બંને ફળની ઇચ્છા

મુકીને ભગવાનનીજ શરણ રહેવાની જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તે બુદ્ધિ ભગવાનની કૃપા વગર થતી નથી કારણકે ભગવાન જે જીવને પોતાની પાસે રાખવાની ઈચ્છા કરે તેની એવી બુદ્ધિ કરે એ રીતે નારદજીએ કહ્યું તેનો એ અર્થ થાય છે વાસ્તે શ્રીકલ્યાણરાયજીએ ટીકામાં કહ્યું કે ભગવાનની કૃપા થયા પછી મર્યાદા અને પ્રવાહ એ બન્ને માર્ગનાં ફળનો નિષેધ શાસ્ત્રમાં કહ્યો છે, વાસ્તે મર્યાદા તથા પ્રવાહના સાધનને પુષ્ટિ ભકિતનું અંગપણું આવી શકતું નથી અને પ્રવાહ મર્યાદામાર્ગીઓના જીવ, દેહ અને ક્રિયા એ પુષ્ટિમાર્ગી જીવ કરતાં જુદાજ છે એ રીતે એની ટીકા શ્રીકલ્યાણરાયજીએ કરી છે પણ સંક્ષેપમાં કહ્યું છે તેથી સમજવામાં આવવું સર્વેને કઠણ પડે છે અને અન્ય માર્ગવાળાની આશંકા એ ઉપર ઘણા પ્રકારની ઉઠે છે તે હવે કહીએ છીએ.

કવિચરિત્ર ગ્રંથ દક્ષણી ભાષામાં એક ક્ષત્રીએ કરેલો છે તેમાં લખ્યું છે કે વેદઆજ્ઞા પ્રમાણે ચાલે તેને પુષ્ટિમાર્ગવાળા મર્યાદામાર્ગીય કહે છે અને વેદની આજ્ઞા મુકીને ચાલે તેને એ માર્ગવાળા પુષ્ટિમાર્ગીય કહે છે. એ રીતે શ્રીવલ્લભાચાર્યજીના માર્ગવાળા માને છે અને શ્રીદ્વારકેશજી મહારાજના કહેલા દશ મર્મનું એક પદ છે તેનું વ્યાખ્યાન તે ગ્રંથ કર્તાએ મર્મથી ઉધું કરેલું છે ( **તેમાં, લોકવૈદિક ત્યાગ શરણ ગોપીશકો** )એનો અર્થ એણે એ રીતે લખ્યો છે કે લોકલાજ તથા વેદની આજ્ઞા મુકીને એક ગોપીશની શરણ રહેવું એ રીતે તેણે અર્થ કરીને લોકોને દેખડાવ્યું છે કે શ્રીવલ્લભાચાર્યજીનો માર્ગ વેદથી વિરૂદ્ધ છે એ પદમાં મહારાજે વેદની આજ્ઞા મુકી દેવાનું કહ્યું છે તે ઉપરથી સત્યપ્રકાશ નામના પત્રવાળાએ ઘણા પ્રશ્નો કર્યા હતા તે સર્વેનો ખુલાસો આગલા પુસ્તકોમાં લખેલો છે અને મર્યાદા તથા પુષ્ટિજીવ એનો ખુલાસો આ ગ્રંથમાં સારી પેઠે લખવામાં આવ્યો છે કે મર્યાદા એટલે સગુણ સાધનના કરનારા જીવ પુષ્ટિ એટલે નિર્ગુણ સાધનના કરનારા જીવ. એ રીતે મર્યાદા તથા પુષ્ટિનો ભેદ શાસ્ત્રમાં કહ્યો છે તે આ ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ બતાવેલો છે. એનું વ્યાખ્યાન ગયા માસના પુસ્તકમાં આવેલું છે અને એ મર્મનો અર્થ પણ લખેલો છે કે જે ઉપદેશ નારદજીએ પ્રાચીન બર્હીશરાજાને કર્યો છે તેજ ઉપદેશ આ મર્મમાં શ્રીદ્વારકેશજી મહારાજે કરેલો છે કે લૌકિક તથા વૈદિક ફળનો ત્યાગ કરીને ગોપીશ એવા જે શ્રીકૃષ્ણચંદ્ર તેમની શરણ રહેવાનીજ ઈચ્છા સદા મનમાં રાખવી એ રીતનો એ મર્મનો મૂળ અર્થ છે. ફરીને સત્યપ્રકાશના પત્રવાળાએ લખ્યું હતું કે તમારા ગ્રંથમાં વેદની આજ્ઞા માનવાનું લખ્યું હોય તો બતાવે. તે ઉપરથી નિબંધ શ્રીમહાપ્રભુજીકૃત છે તેમાંથી આગલાં પુસ્તકોમાં શ્લોક લખવામાં આવેલા છે અને આ ટીકામાં પણ શ્રીકલ્યાણરાયજી મહારાજે વેદનું સ્વરૂપ અલૌકિક કહ્યું છે અને સાક્ષાત ભગવાનનું સ્વરૂપ વેદનું છે એવું બતાવ્યું છે તે છતાં વગર ભણેલા

વૈષ્ણવોને આ માર્ગથી ભ્રષ્ટ કરવા સારૂ એવા લોકો કેવી કેવી જુગતીઓ લાવે છે? પણ મનમાં એટલું સમજતા નથી કે શ્રીમહાપ્રભુજીએ વેદનું સ્વરૂપ અને વેદના વચન જેવા માનેલાં છે તેવા બીજા માર્ગના માનેલાં નથી. તે વાત તે આચાર્યોના વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય છે તે જોવાથી સર્વેના જાણવામાં આવે છે. અને વેદનું ફળ જે ભાગવત્ તથા ઉપનીષદોનું સાર જે ગીતાજી તેમાં વ્યાસજીએ વેદનો અર્થ વિસ્તાર કરીને કહેલો છે. એ રીતે ભાગવત્ તથા ગીતાજી તથા બીજા પુરાણોમાં કહેલું છે તે બે શાસ્ત્ર સાથે જે સખસ શ્રીમહાપ્રભુજીનો માર્ગ અને બીજા આચાર્યોનો માર્ગ મેળવી જોશે તેને તરત માલુમ પડી આવશે કે વેદના વચનને કીયા આચાર્યે બરાબર માનેલા છે તે મેળવ્યા વગર જે બોલશે તો તેના બોલવાને કશો આધાર નથી અને એવી જૂઠી વાત લખીને જે સખસ શ્રીવલ્લભાચાર્યનો માર્ગ તોડવાને પ્રવર્ત થયા છે તેથી કાંઇ તેનું વળવાનું નથી કારણકે શ્રીવલ્લભાચાર્યજીનો માર્ગ જેવો સર્વ વેદ અને પુરાણોથી મજબુત છે તેવો બીજો માર્ગ એકે મજબુત નથી એ વાતની અમને ખાતરી થઈ ચૂકી છે અને જો તે ખાતરી કરવી હોય તેણે ભાગવત્, ગીતા અને શાસ્ત્ર હાલમાં પ્રસિદ્ધ છે અને સૌથી મ્હોટા ગણાય છે અને તેને સર્વે આચાર્યો તથા બ્રાહ્મણો માને છે તેની સાથે મેળવી જોવું અને જ્યાં ઉલટું હોય ત્યાં પ્રશ્ન કરવો પણ એટલું સામર્થ્ય તેઓમાં છે નહી અને માર્ગ તોડવા ઉપર પ્રયત્ન કરે છે તે કેમ તુટી શકશે તે વાતનો પણ જરા વિચાર તેઓના મનમાં થતો નથી જે બીજા સંપ્રદાયના આચાર્યો છે તે પણ આ માર્ગ વિષે કાંઈ બોલી શકતા નથી. જો વેદ વિરૂદ્ધ આ માર્ગ હોય તો તે આચાર્યોના માર્ગવાળા વિદ્વાન પંડિતો આ માર્ગને આજદિન સૂધી ટકવા દેજ નહિ. કારણ કે જેપુર તથા કોટા તથા જોધપુર વિગેરેના મ્હોટા રાજાઓ સર્વે બીજા સંપ્રદાયના સેવક પહેલે હતા તે સર્વે રાજાઓ તે માર્ગ મુકીને શ્રીવલ્લભાચાર્યજીના માર્ગમાં આવે છે, એ વાતની અદેખાઈ શું તે માર્ગવાળાના મનમાં નહી હોય? જરૂર કરીને છે તથાપિ આ માર્ગની વાર્તા શાસ્ત્ર સાથે બરોબર મળતી છે અને તે માર્ગવાળાની વાર્તામાં જરા જરા ફેર પડે છે વાસ્તે આ માર્ગને કોઇ છેડતું નથી. કેમ કે આ માર્ગની ચર્ચા પૂર્વે તે માર્ગવાળાઓ સાથે સારી પેઠે થઇ ચૂકેલી છે. કાશીમાં શ્રીગિરિધરજી મહારાજ પંડિત હતા અને તેમનું મંદિર કાશીમાંજ છે. તે કાશીક્ષેત્રમાં વારંવાર સર્વે આચાર્યો જાત્રાને સારૂ આવે છે અને કેટલાએક એ માર્ગના પંડિતો કાશીમાં નિવાસ કરીને રહેલા છે અને વર્ષ દહાડામાં દશ વીશ સભા પંડિતોની શ્રીગિરિધરજી મહારાજને ત્યાં થાય છે તેમાં શાસ્ત્રની ચર્ચા હમેશ ચાલે છે. જો વેદ વિરૂદ્ધ આ માર્ગ હોય તો તે પંડિતો આ માર્ગને કલંક લગાડ્યા વગર રહેજ નહિ એવા પંડિતોની મગદુર માર્ગ

તોડવાની કાંઇ શક્તિ નથી તો હિંદુધર્મ વિરૂદ્ધ અને શાસ્ત્રમાં સમજે નહી એવા લોકો જૂઠી જુક્તિઓ ભોળા લોકોને બતાવીને માર્ગ તોડવા ચાહે છે તે કેમ તેઓથી ટુટી શકશે? જ્યારે તેઓનું કાંઈ નથી ચાલતું ત્યારે મહારાજો ઉપર જૂઠા અપવાદો મુકયા કરે છે તેથી શું તેઓનો માર્ગ ખોટો કરી શકાશે? પારસમણિના સ્પર્શથકી જેમ લોઢાનું વાસણ સોનાનું થાય છે તેમ ચાહે તેવો જીવ શ્રીમહાપ્રભુજીના માર્ગ પ્રમાણે ચાલશે તો પવિત્ર થઇને પરમેશ્વરને પામશે. એવો બીજા માર્ગથી પામતો નથી એ વાત હમે વારંવાર શાસ્ત્ર પ્રમાણે આગલા પુસ્તકોમાં બતાવેલી છે વાસ્તે ઘણું લખવાનું પ્રયોજન નથી.

વળી હિંદુધર્મ વિરૂદ્ધ ટોળીવાળાએ એક ચોપડી ત્રણ દુકાંનીની કીમતની કહાડી હતી તેમાં સર્વે સંપ્રદાયના આચાર્યોની નિંદા લખેલી છે અને તેમાં તેઓએ લખ્યું છે કે સર્વ આચાર્યોએ વેદ માર્ગ ચુંથી નાખ્યો છે અને નવા નવા વ્હેમ લોકોના મનમાં ઘાલ્યા છે અને થોડાક વેદના વચન લેઇને તે ઉપર પોતાનો માર્ગ ચલાવેલો છે. એ રીતે ભોળા લોકોને હિંદુધર્મથી ભ્રષ્ટ કરવા હિંદુધર્મ વિરૂદ્ધ કેટલીએક વાતો લખી જણાવી છે તે ઉપરથી અમે બીજાં પુસ્તકમાં તેમનો મત વેદ સાસ્ત્રથી ઉલટો છે તે સારી પેઠે લખી જણાવ્યો છે અને હિંદુલોકો જે ત્રણ દુકાંનીની કીમતની ચોપડી વાંચે છે તે તેમનાં સ્વરુપને સમજે છે અને હસે છે અને મૂર્ખમાં ગણે છે. એ ચોપડી કહાડયાથી તેઓનો સર્વ ભરમ ખુલ્લો પડી ગયો છે અને હિંદુલોકોએ તેમનો સંગ તજવા માંડયો છે. એ ફાયદો તે લોકોએ એ ચોપડીથી કહાડયો છે. સામાનો માર્ગ તોડવામાં ઉલટો પોતાનો માર્ગ ટુટી પડયો. ખોટું સાચા આગળ ટકી શકતું નથી. તે લોકોએ તે ચોપડીમાં લખ્યું છે કે આચાર્યોએ થોડાએક વેદના વચન લેઇને તે ઉપર પોતાનો માર્ગ ચલાવ્યો છે પણ તેમ નથી. જે જે આચાર્યોએ વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય એટલે ટીકા કરી છે તે ટીકામાં ઘણી શ્રૃતિયો લખી જણાવી છે. પણ એ સખ્સે તેમનું ભાષ્ય જોયું નથી અને ટાડાહા પહોરના ગપાટા હાંકયા કરે છે તેથી શું થાય? કેવળ પોતાનું સ્વરુપ તે પ્રકટ કરે છે અને પોતાના મતને તોડે છે. એ રીતે કવિ ચરિત્રવાળાએ કવિ ચરિત્રમાં જૂઠું લખ્યું છે. તે ઉપર અમારે આ વાત લખવી પડી. જો ન લખીએ તો તે લોક એમ કહેશે કે વલ્લભાચાર્યનો માર્ગ વેદ વિરૂદ્ધ છે તેથી એનો ઉત્તર વાળી શકતા નથી. વાસ્તે અહીં એ વાત લખી જણાવી છે અને આગલા પુસ્તકોમાં પણ લખી જણાવી છે અને શ્રીકલ્યાણરાયજી મહારાજે આ ટીકા કરી છે તેમાં વેદનું સ્વરુપ સાક્ષાત્ ભગવાનનું છે અને એ વચન સાક્ષાત્ ભગવાનનાં છે એ રીતે લખ્યું છે એ ઉપરથી સાફ જણાય છે કે વેદના વચન સર્વે વૈષ્ણવોને માનવા સારૂ એ રીતે લખ્યું છે. જો આ સંપ્રદાય

**श्लोकः—प्रमाणभेदाद्भिन्नो हि पुष्टिमार्गोनिरूपितः ।**
**सर्गभेद प्रवक्ष्यामि स्वरूपांगक्रियायुतम् ॥८॥**

पदानि—प्रमाणभेदात् भिन्नः हि पुष्टिमार्गः निरूपितः सर्गभेदं प्रवक्ष्यामि स्वरूपांगक्रियायुतम्.

सान्वयपदार्थः—(એ રીતે) प्रमाणभेदात् પ્રમાણ ( મર્યાદા અને પ્રવાહને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો)ના ભેદથી पुष्टिमार्गः પુષ્ટિમાર્ગ हि નિશ્ચયે કરીને भिन्नः જુદો છે, એમ निरूपितः નિરૂપણ કર્યો. (અને હવે) स्वरूपांगक्रियायुतम् સ્વરૂપ (લક્ષણ) અંગ અને ક્રિયા ( કૃતિ )યે કરીને યુક્ત એવા सर्गभेदं સર્ગ (સૃષ્ટિ)ના ભેદને प्रवक्ष्यामि કહું છું.

ટીકા—એ રીતે પ્રમાણભેદથી એટલે મર્યાદા અને પ્રવાહને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોના ભેદથી નિશ્ચય કરીને પુષ્ટિમાર્ગ, મર્યાદા અને પ્રવાહ એ બન્ને માર્ગથી જુદો છે, એમ નિરૂપણ કર્યું અને હવે સ્વરૂપ, અંગ, અને ક્રિયા સહિત ત્રણે માર્ગના સર્ગ [સૃષ્ટિ]ના ભેદને કહું છું.

---

માં વેદ વચન માનવાની મના હોય તો એવું સ્વરૂપ વેદનું છે એમ કહેજ નહીં. કારણ કે લોકમાં એવી રીત છે કે જે વાત જેને ચલાવવી ન હોય તેનું ખંડન તે કરે છે પણ તેનું મંડન કોઈ કરતું નથી. અને મંડન કરે ત્યારે એમ જણાય છે કે એ વાત તેમને ચલાવવાની ઇચ્છા છે. એ રીતે આચાર્ય વેદમાર્ગનું સ્થાપનજ કરે છે અને વેદ ન માનવો એ રીતે જે કહે તે શાસ્ત્ર પ્રમાણે આચાર્ય કહેવાયજ નહીં. આચાર્ય શબ્દનો અર્થ એ છે જે વેદમાર્ગના ચલાવનારા તેને શાસ્ત્રમાં આચાર્ય કરીને કહે છે પણ એ વાતનું તેઓને ભાન છેજ નહીં. હવે એ ગ્રન્થનો આઠમો શ્લોક કહીએ છે:—

**प्रमाणभेदाद्भिन्नो हि पुष्टिमार्गोनिरूपितः ।**
**सर्गभेदं प्रवक्ष्यामि स्वरूपांगक्रियायुतम् ॥ ८ ॥**

**અર્થ:**—વેદનાં મર્યાદા સાધને કરીને પુષ્ટિમાર્ગ જુદોજ શાસ્ત્રમાં નિરૂપણ કરેલો છે તે અમે બતાવ્યો. હવે તે ત્રણે પ્રકારના જીવોની ઉત્પત્તિનો ભેદ સ્વરૂપે કરીને તથા અંગે કરીને તથા ક્રિયાએ કરીને શાસ્ત્રમાં કહ્યો છે તે સારી રીતે કહીએ છીએ.

**श्लोकः—इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान्हरिः ।**
**वचसा वेदमार्गंहि पुष्टि कायेन निश्चयः ॥९॥**

पदानि—[1] इच्छामात्रेण [2] मनसा [3] प्रवाहं [4] सृष्टवान् [5] हरिः [6] वचसा [7] वेद-
मार्गं [8] हि [9] पुष्टि [10] कायेन [11] निश्चयः

सान्वयपदार्थः—[5] हरिः સ્મરણ કરનાઓનાં દુઃખને હરનારા ભગવાન્ [1] इच्छामात्रेण [ એક હું, બહુ રૂપે થાઉં એ રીતે સૃષ્ટિ કરવાની ] ઇચ્છા-માત્ર, નિમિતે કરીને [2] मनसा મનવડે [3] प्रवाहं પ્રવાહને [4] सृष्टवान् ઉત્પન્ન કર્યો [ અને ઇચ્છામાત્ર-મનઃપૂર્વક ] [6] वचसा વચને કરીને [7] वेदमार्गं મર્યાદા-માર્ગને [8] हि નિશ્ચયે કરીને ( ઉત્પન્ન કર્યો, અને ) [10] कायेन ( આનંદાત્મક ) સ્વરૂપે કરીને [9] पुष्टि પુષ્ટિ સૃષ્ટિને ઉત્પન્ન કરી [એવો] [11] निश्चयः નિશ્ચય છે. ( અથવા निश्चयः નિરંતર-સદા જેમનો સૃષ્ટિની સાથે ચય-એકીભાવ છે એવા થઇને દુઃખ હરનાર શ્રીભગવાન્ પોતાના આનંદાત્મક શરીરે કરીને પુષ્ટિ સૃષ્ટિને ઉત્પન્ન કરી. )

ટીકા—સ્મરણ કરનારાંઓના દુઃખને હરનારા પ્રભુએ " એક હું બહુ રૂપે થાઉં " એ રીતે સૃષ્ટિ કરવાની ઇચ્છારૂપી નિમિત્તમાત્રે કરીને પ્રવાહસૃષ્ટિને ઉત્પન્ન કરી. તેમજ મનઃપૂર્વક વચને કરીને વેદમાર્ગ એટલે મર્યાદા સૃષ્ટિને ઉત્પન્ન કરી. અને પુષ્ટિ સૃષ્ટિને તો, નિરંતર તે, સૃષ્ટિની સાથે એકતા જેમની છે એવા થઇને પોતાના આનંદાત્મક સ્વરૂપે કરીને ઉત્પન્ન કરી.

---

इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान्हरिः ।
वचसा वेदमार्गंहि पुष्टिकायेन निश्चयः ॥ ९ ॥

**અર્થઃ**—હરિ પોતાની ઇચ્છા માત્રથી મનથકી પ્રવાહ સૃષ્ટિ કર્તા હવા

**શ્લોકઃ—मूलेच्छातः फलं लोके वेदोक्तं वैदिकेऽपि च ।**
**कायेन तु फलं पुष्टौ भिन्नेच्छातोऽपि नैकता ॥१०॥**

पदानि—मूलेच्छातः फलं लोके वेदोक्तं वैदिके अपि च कायेन तु फलं पुष्टौ भिन्नेच्छातः अपि न एकता.

सान्वयपदार्थः—लोके લોક ( પ્રવાહમાર્ગ )માં मूलेच्छातः મૂલ ઇચ્છા ( સૃષ્ટિ કરવાની ઇચ્છા )થી फलं [ લૌકિક ] ફળ ( થાય છે ) च અને वैदिके વેદાક્ત મર્યાદામાર્ગમાં अपि પણ वेदोक्तं વેદમાં કહેલું ( સ્વર્ગ, મોક્ષાદિ ફળ) થાય છે અને पुष्टौ પુષ્ટિમાર્ગમાં तु તો कायेन (આનંદાત્મક) સ્વરૂપે કરીને फलं ( તે તે લીલાના અનુભવરૂપી ) ફળ થાય છે [ એ રીતે ) भिन्नेच्छातः જુદાં જુદાં ફળ દેવાની ઇચ્છાથી अपि પણ एकता ( માર્ગની અને સર્ગની એકતા न નથી.

ટીકા—પ્રવાહમાર્ગમાં મૂલ ઇચ્છાથી એટલે સૃષ્ટિ કરવાની ઇચ્છાથી, લૌકિક ફળ થાય છે તેમજ વેદાક્ત મર્યાદામાર્ગમાં પણ વેદમાં કહેલું સ્વર્ગ, અને મોક્ષ, વિગેરે ફળ થાય છે અને પુષ્ટિમાર્ગમાં તો પોતાના આનંદાત્મક સ્વરૂપે કરીને તે તે લીલાના અનુભવરૂપી ફળ થાય છે એ રીતે જુદાં જુદાં ફળ દેવાની ઇચ્છાથી પણ માર્ગની અને સર્ગની એકતા નથી.

---

અને વાચાથકી વેદમાર્ગે કહેતાં મર્યાદામાર્ગ તેને કર્તા હવા. અને કાયા જે શરીર તે થકી પુષ્ટિમાર્ગ કર્તા હવા. એ મૂળ શ્લોકનો અર્થ આ શ્લોકની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે કે મનની સ્હેજ ઇચ્છાએ કરીને પ્રવાહ સૃષ્ટિ સ્રજતા હવા. જેમ મલયુધાદિકને વિષે કંસાદિકને ત્યાં પોતે પોતાની સ્હેજ ઇચ્છાથાં યુધ કર્યું છે પણ પોતે પોતાની વિશેષ ઇચ્છાથી ત્યાં રમણ કર્યું નથી તે રીતે પ્રવાહ સૃષ્ટિ સ્હેજ ઇચ્છાથી કરી છે તે વેદમાં કહ્યું છે કે ભગવાને એવી

ઇચ્છા કરી કે હું એક છું તે બહુ રૂપ થાઉં એવી સહેજ ઇચ્છાથી જે જીવ ઉત્પન્ન કર્યા તે જીવ પ્રવાહમાર્ગના કર્યા. વાચા થકી એટલે વેદવાણી થકી વેદ માર્ગ ઉત્પન્ન કર્તા હવા. અને કાયા એટલે પોતાના આત્મા થકી પુષ્ટિમાર્ગના જીવ સૃજતા હવા. તે વિષે વેદમાં કહ્યું છે કે તે પૂર્ણપુરૂષોત્તમ એકાકી ન રમણ કર્તા હવા. બીજા સ્વરુપની ઇચ્છા કરીને તે તે સ્વરુપ રમણ કરવાને સારૂ પોતે તે તે રૂપે થયા છે. એ રીતે વેદમાં ઘણે ઠેકાણે કહ્યું છે તે વેદનું વચન ટીકામાં છે પણ અમે અહીં લખ્યું નથી. અર્થ માત્ર તેનો લખેલો છે એટલા સારૂ વારાહપુરાણમાં કહ્યું છેઃ—

भिन्नैवकाचित्सृष्टि र्विधातुर्व्यतिरेकिणी ।

**અર્થઃ**—બ્રહ્માજીની સૃષ્ટિથી કેટલીએક સૃષ્ટિ ભગવાને જુદી પ્રકટ કરી છે એ રીતે કહ્યું છે માટે પુષ્ટિ સૃષ્ટિ તે શ્રીઅંગથી થઈ છે અથવા ભગવાન પોતે ભક્તોમાં આવીર્ભાવ થઇને પોતાની સેવા કરાવવા સારૂ તે પુષ્ટિમાર્ગ પ્રકટ કરતા હવા એ અર્થ પણ આ શ્લોકમાંથી નીકળે છે. હવે ત્રણે માર્ગવાળાનો ફળ ભેદ આગલા શ્લોકમાં કહે છેઃ–

मूलेच्छातः फलं लोके वेदोक्तं वैदिकेऽपि च ।
कायेन तु फलं पुष्टौ भिन्नेच्छातोऽपि नैकता ॥ १० ॥

**અર્થઃ**—મૂળ જે ભગવાન તેની ઇચ્છાથકી લોક જે પ્રવાહમાર્ગ તેમાં જન્મ મર્ણાદિ ફળ થાય છે તેમ વૈદિક જે મર્યાદામાર્ગ તેમાં વેદમાં કહ્યું જે સ્વર્ગ અને મોક્ષાદિ ફળ તે થાય છે અને પુષ્ટિમાર્ગમાં તો આનંદાત્મક દેહ જે પૂર્ણપુરૂષોત્તમ તેનું દર્શનાદિ અનુભવ આનંદાત્મક ફળ થાય છે એ રીતે ભગવાનને ફળ આપવાની ઇચ્છા જુદીજુદી પ્રકારની છે વાસ્તે સર્વને એક ફળ થનાર નથી.' એ રીતે મૂળ શ્લોકના અર્થ છે. હવે એની ટીકામાં શ્રીકલ્યાણરાયજી કહે છે. મૂલ એટલે સૃષ્ટિનું કારણ જે પૂર્ણપુરુષોત્તમ તેણે સૃષ્ટિ સૃજવા વિષે જુદા જુદા કારણ વિચારીને સૃષ્ટિ કરી છે. પ્રવાહ સૃષ્ટિ તે ભૂલોકને વિષેજ રાખવી એજ એને ફળ વૈદિક એટલે કર્મ માર્ગને વિષે વેદમાં કહ્યું જે કર્મમાર્ગનું ફળ સ્વર્ગ અને મોક્ષ તેજ વૈદિકમાર્ગ વાળાને ફળ થયું. પુષ્ટિમાર્ગને વિષે પોતાના સ્વરૂપ દર્શનાદિ ફળ થાય એવા ત્રણ પ્રકારના ફળ આપવાની ઇચ્છાથી ત્રણ પ્રકારની સૃષ્ટિ સૃજી છે તે ભાગવતાદિ શાસ્ત્રોને વિષે કહ્યું છે કે ભગવાને ગોપી, ગ્વાલ અને ગાયો એ વ્રજના ભક્તોને બાળ લીલાદિકે કરીને પોતાનું સ્વરુપાનંદ આપેલું છે એ વાર્તા શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. એ રીતે શ્રીકલ્યાણરાયજીએ શ્લોકની ટીકામાં કહ્યું છે. હવે એ ટીકામાં વાદીની આશંકાઓ ઘણી છે તે કહીએ છીએ અને આ ટીકામાં સંક્ષેપથી કહ્યું

( અપૂર્ણ. )

# વૈષ્ણવોને સૂચના.

દોહરા.

કરશે વૃદ્ધિ ધર્મની, સંશય કરશે દૂર;
આ પુસ્તક વાંચે થકી, ભક્તિ વધે ભરપૂર. ૧
શક્તિ વધશે વાંચતાં, થાશે અક્ષર જ્ઞાન;
નામ હરિનું એ મિષે, લેવાશે સતનામ. ૨
તેથી તમે આળસ તજી, બેઘડી વાંચો એહ;
જન્મ મરણનાં દુઃખથકી, છૂટે આ નિજ દેહ. ૩
દુઃસગ શત્રુ છેદવા, ખડગ મળ્યું તમ હાથ;
જો એને તમે મૂકશો, વૈરી ભરશે બાથ. ૪
લખ્યાં નામ જે વૈષ્ણવે, પુસ્તક લેવા કાજ;
તે તો હવે લેતા નથી, આ કલિયુગને રાજ. ૫
બુદ્ધિ બગડી સર્વની, ચેતો સર્વે જન;
વૈષ્ણવ થઇ અજ્ઞાનમાં, કેમ પડ્યું આ મન. ૬
જન્મ મૃત્યુ પાલણ સૌ, છેજ હરિને હાથ;
અંતે કંઇ નવ આવશે, પ્રાણ ગયે તમ સાથ. ૭
હરિભક્તિ સુખકર છે, કલિમાં તારણ નાવ;
મહાદોષ બાળે સદા, રાખો તેપર ભાવ. ૮
અજામેલ મહાપાતકી, ગામકી વેશ્યા જેહ;
ચારઘડી ખટવાંગ નૃપ, હરિને પામ્યો તેહ. ૯
ગજને જ્ઞાન ન ઉપજે, (પણ) ભક્તિતણે પ્રતાપ;
જ્ઞાન ઉપજ્યું હરિતણું, દર્શન પામ્યો આપ. ૧૦
ગુરૂએ તમપર કરી કૃપા, પુસ્તક આપ્યું સાર;
ભાષણ સર્વ શાસ્ત્રનું, એ જાણો નિરધાર. ૧૧
પછી જો હોય ન ભાગ્યબળ, તેનું કળ્યું ન જાય;
માંખણ મૂકી છાશને, રોગી ખાવા ધાય. ૧૨
આ શિક્ષા નહિ માનશો, પસ્તાશો તમ અંત;
કાળ અને માયા વળી, નહિ મુકે તમ અંત. ૧૩

# જાહેર ખબર.

| | | મૂલ્ય, | ટપાલ ખર્ચ |
|---|---|---|---|
| ૧. | શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક .... .... | ભેટ | ૦—૦—૬ |
| ૨. | શ્રીગોકુલનાથજીકૃત વચનામૃત .... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૩. | રસિક ધોળ પદ સંગ્રહ.... .... .... | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ૪. | શ્રીઅષ્ટાક્ષર નિરૂપણ તથા શ્રીકૃષ્ણાશ્રય અને ગોપીકાગીત સમશ્લોકી.... .... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૫. | સ્વધર્મ બાધક ગ્રંથ ( શ્રીજદુનાથજી મહારાજ કૃત, સુરત ).... .... .... | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૬. | સ્વધર્મવર્ધક અને સંશયછેદક પુસ્તક ૧ લું | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૭. | ,, ,, પુસ્તક ૨ જું તથા ૩ જું. .... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૮. | ,, ,, પુ. ૪ થું અને શ્રીયમુનાષ્ટક સટીક.... | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૯. | ,, ,, પુ. ૫ મું અને શ્રીબાળબોધ સટીક | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૦. | ,, ,, પુ. ૬—૭—૮—૯ મું અને સિદ્ધાન્તમુક્તાવલિ સટીક. .... .... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૧. | ,, ,, પુ. ૧૦ મું માલાપ્રસંગસાર .... | ૦—૪—૦ | ૦—[illegible] |
| ૧૨. | ,, ,, પુ. ૧૧ મું પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રંથ. | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૩. | શ્રીવલ્લભાખ્યાન તથા મૂલ પુરુષ. .... | ૦—૩—૦ | ૦—૦—૬ |

હાલ ઉપર બતાવેલાં પુસ્તકો ને ત્યારબાદ નવાં છપાતાં જશે તે, જે કોઇ વૈષ્ણવ સ્થાનીક યા દેશાવરવાળા એકજવાર ( દર વર્ષે નહીં ) ટપાલખર્ચ સાથે* રૂ.૨-૮-૦ અને તેથી ઉપરાંત પોતાની શક્તિપ્રમાણે ભરેછે તેમને ભેટ દાખલ આપવામાં આવે છે. ગરીબથી તે તવંગર વૈષ્ણવો સદરહુ પુસ્તકોનો લાભ એક સરખી રીતે લઇ શકે તે માટે ભરવાની રકમ જુજ રાખી છે. માટે શ્રીમંત વૈષ્ણવો હવે આવો અલૌકિક અલભ્ય લાભ ગર્ભિત રીતે પોતાની યોગ્યતા પ્રમાણે રકમ ભરી લેવા ચૂકશે નહીં.

ઉપર પૈકી એક જાતની ૧૦, છુટી નકલો લેનારને એક પુસ્તક ભેટ દાખલ આપવમા આવેછે.

નોટપેડ કાગળ લેવામાં આવશે નહી, જવાબ માટે ટિકટ બીડવી.

સંવત ૧૯૭૦ ના કાર્તક સુદિ ૧ ને ગુરુવાર.
તા. ૩૦—૧૦—૧૯૧૩.
ખાડીયા, જેઠાભાઇની પોળ-અમદાવાદ.

વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ.
"શ્રીસર્વોત્તમસ્તોત્ર પ્રકાશક."

ના. ક.—કેટલાક વૈષ્ણવો પાછળથી મેમ્બર થઈ અમારી પાસે પ્રથમનાં નિકળેલાં પુસ્તકો શીલકમાં નહીં હોવા છતાં માગે છે તે ઘણુંજ શોચનીય અને ગેરવ્યાજબી છે. વહેલો તે પહેલો.

* [illegible] ટપાલખર્ચના આઠ આના રાખવામાં આવ્યા છે. વી. પી. ને: [illegible]